# સરલ વ્યાકરણ.

પ્રસિદ્ધ કરનાર,
પુરૂષોત્તમ જેઠાભાઈ શાહ.
સેકન્ડ ક્લાસ એન્જીનીઅર.

કિંમત ૦-૨-૦

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| | જ્યાં હોય ત્યાં. | જાતી | જાતિ |
| | ,, | કર્તરી | કર્તરિ |
| | ,, | કર્મણી | કર્મણિ |
| | ,, | વિષેશણ | વિશેષણ |
| ૩ | ૧૪ | હોય | હોય તો |
| ૭ | ૨૬ | ચ્રુનીલાલ | ચુનીલાલ |
| ૩૦ | ૭ | ભવિષકાળ | ભવિષ્કાળ |
| ૩૪ | ૨૦ થી ૨૪ | કૃદત | કૃદન્ત |
| ૩૯ | ૨ | પ્રેસ | પ્રેરક |
| ૪૧ | ૨૧ | છડી | છટ્ઠી |
| ૪૬ | ૩ | નિશ્ચયાર્થ | નિશ્ચયાર્થ |
| ૫૬ | ૧૪ | શોઠ | હશે |

# સરલ વ્યાકરણ.

રચનાર

લલ્લુભાઇ જેઠાભાઇ શાહ.

અમદાવાદ મ્યુ. સ્કુ. નં. ૪ નો હેડમાસ્તર.





અમદાવાદ.

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની 'લિમિટેડ'માં
મોતીલાલ શામળદાસે છાપ્યું.

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭.

કિંમત ૦-૨-૦

# ગુજરાતી વ્યાકરણ.

૧ વ્યાકરણ એટલે શુદ્ધ બોલવાની તથા લખવાની વિદ્યા. ગુજરાતી વ્યાકરણના ચાર ભાગ છે. ૧ અક્ષર વિચાર. ૨ શબ્દ વિચાર. ૩ વાક્ય વિચાર. ૪ કવિતા વિચાર. તેમાંના આ પુસ્તકમાં પહેલા બે ભાગનું વર્ણન છે.

૧ વાણી સ્થાનમાંથી જે અવાજ નીકળે છે તેને, તથા તેની લખવાની નિશાનીને અક્ષર કહે છે.

૩ અક્ષર વિચાર એટલે અક્ષર કેટલા છે તેનો, તથા તેના ભેદનો વિચાર.

૪ શબ્દ એટલે એક કે વધારે અક્ષર મળવાથી કંઈપણ અર્થ સમજાય તો તેને શબ્દ કહીએ.

૫ શબ્દ વિચાર એટલે શબ્દના વર્ગ, તથા વિભક્તિને કાળના પ્રત્યય લાગવાથી તેમનાં જે રૂપ થાય છે, તથા વાક્યમાં કેમ વપરાય છે, એ સર્વનો વિચાર.

૬ વાક્ય એટલે એક કે વધારે શબ્દ સંબંધ પૂર્વક બોલાય, અને તેનો અર્થ અધુરો રહે નહિ; તો તેવા વેણને વાક્ય કહેવું.

૭ વાક્ય વિચાર એટલે વાક્યમાં ક્યા ક્યા ક્રમે શબ્દો ગોઠવાય છે, ને તે કોની કોની સાથે કેવો સંબંધ રાખે છે; તે સર્વનો વિચાર.

## ભાગ ૧ લો. ( અક્ષર વિચાર )

૮ ગુજરાતી અક્ષરના બે પ્રકાર છે. મૂળાક્ષર ને જોડાક્ષર.

૯ મૂળાક્ષરના બે ભેદ છે. સ્વર અને વ્યંજન.

૧૦ અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ એવા બાર સ્વર છે; પણ કોઇ કોઈ વ્યાકરણમાં ઋ, ૠ, ઌ, ૡ શુદ્ધાં, સોળ સ્વર ગણેલા છે.

૧૧ સ્વરમાં હ્રસ્વ અને દીર્ઘ એવા બે ભેદ છે. અ, ઇ, ઉ, એ હ્રસ્વ એટલે બોલવામાં ટુંકા સ્વર છે, અને બાકીના દીર્ઘ એટલે બોલવામાં લાંબા છે.

૧૨ વ્યંજનના નીચે પ્રમાણે ભેદ છે.

કંઠ્યસ્થાની ક, ખ, ગ, ઘ, ઙ, હ.

તાળુસ્થાની ચ, છ, જ, ઝ, ઞ, ય, શ.

મુર્ધસ્થાની ટ, ઠ, ડ, ઢ, ણ, ર, ષ, ળ.

દંતસ્થાની ત, થ, દ, ધ, ન, લ, સ.

ઓષ્ઠસ્થાની પ, ફ, બ, ભ, મ,

વ, એ દંત ને ઓષ્ઠ એ બે સ્થાનવડે બોલાય છે.

૧૩ સ્વર વ્યંજન સાથે મળે છે, ત્યારે તેનાં રૂપ તથા નામ નીચે પ્રમાણે થાય છે.

| સ્વર | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | એ | ઐ | ઓ | ઔ | અં | અ |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| વ્યંજન સાથે મળેલાં ચિન્હ | નથી. | ા | િ | ી | ુ | ૂ | ે | ૈ | ો | ૌ | ં | ઃ |
| નામ. | નથી. | કાનો | હ્રસ્વ અજ્ઞડી | દીર્ઘ અજ્ઞડી | હ્રસ્વ વરડું | દીર્ઘ વરડું | માત્રા | બે માત્રા | કાને માત્રા | કાને બે માત્રા | અનુસ્વાર. | વિસર્ગ. |

૧૪ સ્વર વ્યંજન સાથે મળે ત્યારે, વ્યંજનનાં રૂપ નીચે પ્રમાણે થાય છે; તેને બારાખડી (બારાક્ષરી) કે પદ કહે છે.

ક+અ+આ+ઇ+ઈ+ઉ+ઊ+એ+ઐ+ ઓ+ ઔ+અં+અઃ

ક્ ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ

ખ્ ખ ખા ખિ ખી ખુ ખૂ ખે ખૈ ખો ખૌ ખં ખઃ

૧૫ બે કે વધારે વ્યંજન એકઠા થાય છે, અને તેમની વચ્ચે કોઇ સ્વર હોતો નથી; ત્યારે તેને જોડાક્ષર કહે છે. જોડાક્ષર લખવાની રીત એવી છે કે પહેલા વ્યંજનનો પહેલો ભાગ, અને બીજો વ્યંજન આખો અથવા તેનો પાછલો ભાગ લખાય છે.

૧૬ જોડાક્ષર લખતાં કેટલાક વ્યંજન પોતાનું રૂપ બદલે છે, તે નીચે પ્રમાણે.

ર ⁄ ^ ૰ જેમ-ક, પ, સ + ર હોય તો ક્ર, પ્ર, સ્ર, વગેરે. ટ, ડ, + ર હોય ટ્ર ડ્ર વગેરે. ર + ય, કે વ હોય તો ર્ય, ર્વ, વગેરે. ત – ત્ જેમ ત્ + ર કે ત હોય તો ત્ર, ત્ત, વગેરે. છ શ, શ્ શ્ + વ હોય તો શ્વ વગેરે. ક + ષ = ક્ષ ને જ + ઞ = જ્ઞ વગેરે.

---

## ભાગ ૨ જો. શબ્દ વિચાર.

૧ એક કે તેથી વધારે અક્ષર મળવાથી કાંઇપણ અર્થ સમજાય, તો તેને શબ્દ કહીએ. જેમ ધી, જુ, રૂ, ના, હા, નાક, પગ, બાજરી, ચોપડી, અમદાવાદ.

૨ શબ્દ આઠ પ્રકારના છે. (૧) નામ. (૨) **સર્વનામ.** **(૩) વિશેષણ. (૪) ક્રિયાપદ. (૫) ક્રિયાવિશેષણ (૬) વાકયયોગી. (૭) શબ્દયોગી. (૮) કેવળપ્રયોગી.** ને તેમાં પહેલા પાંચમાંથી કોઇ કોઇને જાતી, વિભક્તિ ને વચન હોય છે.

૩ **નામ** એટલે ઇંદ્રિઓ કે બુદ્ધિ વડે કંઇ પણ ચીજ સમજાય તેવા શબ્દ. જેમ–માણસ, ઝાડ, પરમેશ્વર, અવાજ, વર્ણન, ગભરામણ, ભલમનસાઇ, વગેરે.

૪ જે શબ્દ નામને ઠેકાણે આવે તે શબ્દને **સર્વનામ** જાણવો. જેમ, હું તું, તે, તમે, પેલો, કોઇ, કોણ, વગેરે.

૫ **વિશેષણ** એટલે નામના કે સર્વનામના અર્થની હદ બાંધવાને કે ઓળખાવવાને જે શબ્દ વપરાય તે. જેમ- રાતો ઘોડો, અડધો શેર, સહેજ રતાશ.

૬ **ક્રિયાપદ** એટલે જે શબ્દ કાળની ક્રિયા અથવા સ્તિથિ બતાવે છે તે. જેમ–ખાય છે, દોડે છે, એ ક્રિયા બતાવે છે. અને ઉંઘવું, જાય છે, રહે છે, એ સ્થિતિ બતાવે છે.

૭ **ક્રિયાવિશેષણ** એટલે જે શબ્દ ક્રિયાપદનો, વિશેષણનો, કે ક્રિયાવિશેષણનો ગુણ બતાવે તેને ક્રિયાવિશેષણ કહે છે. જેમ–ઘણું દોડયો, એમાં ઘણું એ દોડયો ક્રિયાપદનો ગુણ બતાવે છે. ઘણું સરસ ગાયછે. તેમાં ઘણું એ સરસ વિશેષણનો ગુણ બતાવે છે. બહુ સરસ ગાતો હતો, તેમાં બહુ એ સરસ ક્રિયાવિષેણનો ગુણ બતાવે છે.

૮ **શબ્દયોગી** એટલે બે શબ્દોને જોડનારો શબ્દ. ને તે વાક્યની સંપૂર્ણતા બતાવે છે. જેમ–છગનની **પાસે** મારૂં ઘડીઆળ છે.

૯ વાક્યો કે વાક્યોના ભાગો જોડવાને જે શબ્દ વપરાય છે, તેને **વાક્યયોગી** કહે છે. જેમ–હું જાઉં છું, ને તમે આવજો. આમાં ને એ વાક્યોને જોડે છે. બારી અને બારણાં તૈયાર થયાં છે. એમાં અને વાક્યોના ભાગોને જોડે છે.

૧૦ **કેવળપ્રયોગી** એટલે વાક્યની પહેલાં કે પછી હરખ, શોક, ગભરાટ કે નવાઇને માટે જે શબ્દ બોલાય છે તેને. જેમ—હાયહાય મગન બારીએથી પડી ગયો. એમાં મુખ્ય વાક્ય જે મગન બારીએથી પડી ગયો તેજ છે; પણ હાયહાય દિલગીરી બતાવનારો શબ્દ છે, અને વાક્યની પહેલી આવેલો છે.

## જાતિ વિષે.

૧ પ્રાણીઓમાં બે જાતો છે. (૧) નર. (૨) નારી. તે ઉપરથી જાતિ શબ્દ થયો છે.

૨ જાતિ ત્રણ છે. (૧) નર. (૨) નારી. (૩) નાન્યતર.

૩ નરજાતિ એટલે જે શબ્દ નરની પેઠે બોલાય છે, અથવા જેને કેવો લાગે છે તે. જેમ—રાજા, હાથી, લાડુ, સોની, મગર, દોકડો.

૪ નારીજાતિ એટલે જે શબ્દ નારીની પેઠે બોલાય છે, અથવા જેને કેવી લાગે છે તે. જેમ—વાત, બાધા, લાકડી, લૂ, જળો, હરડે, ધજા, પાઈ વગેરે.

૫ નાન્યતર જાતિ એટલે જે શબ્દ નર કે નારીની પેઠે બોલાતો નથી, એટલે જેને કેવું લાગે છે તે. જેમ—ગામ, મોતી, પાડું, વગેરે.

૬ કેટલાક શબ્દને એક કરતાં વધારે જાતિ લાગુ પડે છે, તેને સામાન્ય જાતિ કહીએ તો ચાલે. જેમ—વખત, ખજુર, સોપારી, સરકાર, વગેરે.

૭ કેટલાંક નામ ત્રણ જાતિમાં, કેટલાંક બે જાતિમાં, ને કેટલાંક એક જાતિમાં, હોય છે. જેમ—છોકરો, છોકરી, છોકરૂં, બકરૂં, એ ત્રણ જાતિમાં છે. કાકો કાકી, મામો,

મામી, એ બે જાતિમાં છે. રસ્તો, ખડીઓ, બાય, દરવાજો, એ એક જાતિમાં છે.

## વિભક્તિ વિષે.

૧ વિભક્તિ એટલે એક શબ્દનો બીજા શબ્દ સાથે વાક્યમાં જે સંબંધ હોય, તે બતાવવાને તે શબ્દનું જે રૂપ નિયમ પ્રમાણે થાય; તે નિયમને વિભક્તિ કહે છે.

૨ વિભક્તિઓ સાત છે.

૧ લી નો પ્રત્યય નથી.

૨ જી નો પ્રત્યય નથી પણ કોઇ કોઇવાર ને પ્રત્યય લાગે છે.

૩ જી નો—એ.

૪ થી નો–ને.

૫ મી નો—થી, થકી.

૬ ઠ્ઠી નો—નો, ની, નું, ના, નાં.

૭ મી નો—માં, એ.

૩ એક વધારે વિભક્તિ છે, તે ખરૂં જોતાં પહેલી વિભક્તિનો ઉપયોગ છે, તેથી તેને સંબોધન વિભક્તિ કહે છે; પણ આપણે તેને સંબોધન અર્થે પહેલી વિભક્તિ કહીશું. તે કોઈ માણસને બોલાવવામાં વપરાય છે. જેમ— છગન તું કાલે જજે. ચંચળ તું દોડતી જઈ આવ.

૪ છઠ્ઠી સિવાયની બીજી બધી વિભક્તિઓ ક્રિયાપદ સાથેના જુદા જુદા સંબંધ બતાવે છે. છઠ્ઠી વિભક્તિ નામને કે સર્વ નામને પોતાના કબજામાં લઇ, તે શબ્દ વિષેશણ જેવો કરી નાંખે છે; માટે તેને વિષેશણ કરનારી વિભક્તિ કહે છે. તો પણ તે શબ્દો નામકે સર્વનામજ કહેવાય છે.

૫ પ્રત્યય વગરની પહેલી ને બીજી વિભક્તિ છે, માટે પ્રત્યય વગરનો શબ્દ વાક્યમાં કર્મ તરીકે વપરાએલો હોય તોજ તેને બીજી વિભક્તિ સમજવી; નહિ તો બધે પહેલી વિભક્તિ સમજવી. જેમ—છગન બોર ખાય છે. આમાં બોરને પ્રત્યય નથી લાગેલો, પણ તે કર્મ તરીકે વપરાએલો છે; માટે તેને બીજી વિભક્તિ કહેવી.

૬ ને પ્રત્યય બીજી, ચોથી ને છઠ્ઠી વિભક્તિનો છે. માટે વાક્યમાં ને પ્રત્યયવાળો શબ્દ કર્મ તરીકે વપરાએલો હોય, તો તેને બીજી વિભક્તિ છે એમ સમજવું. જેમ—ચુનીલાલ છગનલાલને બોલાવે છે. એમાં છગનલાલને બીજી વિભક્તિ લાગેલી છે. વાક્યમાં ને પ્રત્યયવાળો શબ્દ કર્મ ન હોય અને ક્રિયાપદને કોને સવાલ પૂછવાથી તે આવતો હોય તો ચોથી સમજવી. જેમ—છગનલાલને બોર આપ્યું. તેમાં છગનલાલને ચોથી વિભક્તિ લાગેલી છે. ચુનીલાલનો કાકો એમાં ચુનીલાલનો એ છઠ્ઠી વિભક્તિ છે, અને કાકો એ પહેલી વિભક્તિ છે, પણ કાકો શબ્દને ત્રીજી વિભક્તિ લગાડતાં કાકે થાય, ત્યારે વાક્યમાં છઠ્ઠીનો નો હોય છે, તેનો ને થાય છે. જેમ ચુનીલાલને કાકે એમાં ચુનીલાલને એ બીજી અથવા ચોથી નથી પણ છઠ્ઠી છે.

૭ એ પ્રત્યય ત્રીજી અને સાતમી વિભક્તિનો છે, તેમ એ ક્રિયાવિશેષણ પણ છે. તેથી એ વિષે બરાબર સમજવું જોઇએ.

એ ક્રિયાવિશેષણ હોય છે, ત્યારે એનો અર્થ પણ થાય છે. જેમ ચુનીલાલે નહોતો, કે તેની જોડે રમું. એટલે ચુનીલાલ પણ નહોતો, કે તેની જોડે રમું. એવો

અર્થ થાય છે; માટે ચુનીલાલની પહેલી વિભક્તિ ને એ ક્રિયા વિષેશણ છે.

સાતમીનો એ પ્રત્યય લાગે છે, ત્યારે તે શબ્દ ઠેકાણું કે વખત બતાવે છે. ચુનીલાલ વડોદરે ગયો, અને છગન સવારે ઉઠ્યો. તેમાં પહેલા વાક્યમાં વડોદરે એ ઠેકાણું ને બીજા વાક્યમાં સવારે એ વખત બતાવે છે; માટે તે બન્ને ઠેકાણે સાતમી વિભક્તિનો એ છે. આ સિવાય જ્યાં એ આવે ત્યાં ત્રીજી વિભક્તિ સમજવી.

૮ છઠ્ઠી વિભક્તિના પ્રત્યય નો, ની, નું, ના, નાં, ને, છે, પણ સર્વનામને લગાડતાં રો, રી, રૂં, રા, રાં, રે, કોઇ કોઇવાર થાય છે, અને કવિતામાં તણો, તણી, તણું, તણા, તણાં, તણે અથવા કેરો, કેરી, કેરૂં, કેરાં, કેરા, કેરે, કોઇ વાર લાગે છે.

## વચન વિષે.

૧ વચન બે છે, એક વચન ને બહુ વચન.

અ એક વચન એટલે જે શબ્દથી વસ્તુના એકપણાનું જ્ઞાન થાય છે તે. જેમ—છોકરો, ખડીઓ.

બ બહુવચન એટલે જે શબ્દથી વસ્તુના એક કરતાં વધારેપણાનું જ્ઞાન થાય છે તે. જેમ—રાજાઓ, પાઘડીઓ વગેરે.

૨ ગુજરાતીમાં એક વચનનો પ્રત્યય નથી, તેથી નામનું જે રૂપ હોય છે તેજ રૂપ રહે છે. જેમ,-ચોપડી, કાગળ.

૩ બહુવચનનો પ્રત્યય ઓ છે અને તે કેટલીક વાર લાગે છે, તે નીચે પ્રમાણે.

अ ઓકારાંત નરજાતિનાં નામોમાં ઓનો બહુવચનમાં આ થાય છે, અને કેટલીકવાર આ થયા પછી ઓ લાગે છે. જેમ—છોકરો એનું બહુવચન છોકરા અથવા છોકરાઓ.

ब ઉંકારાંત નાન્યતર જાતિનાં નામોના બહુવચનમાં ઉં નો આં થાય છે, અને આં થયા પછી કેટલીક વાર ઓ લાગે છે. જેમ—ઈંડું એનું બહુવચન ઈંડાં અથવા ઈંડાંઓ.

क અકારાંત, આકારાંત અને ઇકારાંત નામોનું બહુવચન કરતાં કોઈ કોઇવાર ઓ લાગે છે. જેમ—અકારાંત ચાકર એનું બહુવચન ચાકર અથવા ચાકરો. આકારાંત રાજા એનું બહુવચન રાજા અથવા રાજાઓ. ઇકારાંત ચોપડી એનું બહુવચન ચોપડી અથવા ચોપડીઓ.

૪ એકારાંત નામોને તથા નરજાતિ સિવાયનાં ઓકારાંત નામોને બહુવચનમાં ઓ પ્રત્યય લાગતો નથી. જેમ—હરડે, જળો, મોં વગેરે.

૫ ઐકારાંત નામોને બહુવચનમાં ઓ કોઇ વખત નથી લાગતો, ને વખતે લાગે પણ છે.

૬ કેટલાંક નામ ખરૂં જોતાં એક વચનમાં હોય છે, પણ માન અર્થે બહુવચનમાં વપરાય છે. જેમ—માસ્તર આવ્યા. તે તમારાં માશી થાય.

૭ કેટલાંક નામ એક વચનમાં જ રહે છે. જેમ—ઘી, ખાંડ, ગોળ, સાકર, પાણી, માટી, દેવતા, ભોગ, કપાસ, જીરૂં, હીંગ, મેથી, ઘાસ, સુતર, વગેરે.

૮ કેટલાંક નામ બહુવચનમાં જ રહે છે. જેમ—વાલ, કેસરીઆં, ગદબદીઆં, જુહાર, જેગોપાળ, નમસ્કાર, ફાં ફાં, ભોગ, સમાચાર, ઘઉં, મગ, મઠ, અડદ.

## નામ વિષે.

૧—નામ ત્રણ પ્રકારનાં છે. ૧ **વિશેષનામ.** ૨ **સામાન્યનામ.** ૩ **ભાવવાચકનામ.**

**વિશેષનામ**—એટલે એક જાતનાં ઘણાં પ્રાણીમાંથી અથવા વસ્તુઓમાંથી એકનેજ ઓળખવાનું ખાસ નામ. તેમાં વારનાં, તિથિનાં, પખવાડીઆનાં, મહિનાનાં, ને તહેવારનાં નામોનો સમાવેશ થાય છે. જેમકે—અમદાબાદ, નર્મદા, કમળાશંકર, બુધ, ગુરૂ, ચોથ, પાંચમ, છઠ, શુદ. વદ, કારતક, પોષ, ઉતરાણ, હોળી, દિવાળી.

**સામાન્યનામ**—એટલે એકજ વર્ગનાં પ્રાણી અથવા ચીજો માટે બોલાતું નામ. તેમાં માણસને બીજા પ્રાણીના વર્ગનાં, વસ્તુઓના વર્ગનાં, પદાર્થોનાં, સમુહનાં, રોગનાં, સંખ્યાનાં, વજનનાં, માપનાં, વખતનાં ને છેટાનાં નામનો સમાવેશ થાય છે.

માણસ વર્ગ—પુરૂષ, સ્ત્રી. કવિ, પટેલ, સુતાર, સોની. ઘાંચી વગેરે.

બીજાં પ્રાણીના વર્ગ—શિઆળ, કાગડો, કુતરો, માછલું, સાપ, માખી, કીડો વગેરે.

વસ્તુઓના વર્ગનાં—નદી, શહેર, તહેવાર, મહિનો, કુવો તળાવ, વગેરે.

સમુહનાં—લશ્કર, સંગ, કાફલો, ટોળું, સભા વગેરે.

પદાર્થનાં—સોનું, પીતળ, પાણી, જુવાર, મગ, બાજરી, તેલ, રેશમ, લાકડું વગેરે.

રોગનાં—તાપ, મરડો, મરકી, કોલેરા, સળેખમ, વગેરે.
સંખ્યાનાં—ટકો, પંચકડું, દશકો, સૈકો.
વજનનાં—શેર, મણ, તોલો, રતિ, વાલ, અચ્છેરો, પાશેરો વગેરે.
માપનાં—તસુ, વેંત, હાથ. ગજ, શેરીકો, મણીકો.
વખતનાં—પળ, ઘડી, પહોર, મિનિટ, કલાક, દિવસ, અઠવાડીઉં, પખવાડીઉં, મહિનો, વરસ.
છેટું બતાવનાર—યાર્ડ, મૈલ, ગાઉ, જોજન.

**ભાવવાચક નામ**—એટલે બુદ્ધિવડે સમજાય તેવાં નામો. તેમાં ગુણનાં, ક્રિયાનાં ન્યુનાધિકતા બતાવનારાં, ને મનોભાવનાં નામોનો સમાવેશ થાય છે

ગુણનાં— મીઠાશ, તીખાશ, રતાશ, કાળાશ, હોશીઆરી, ગળપણ, ડહાપણ, અંધાપો, ભલાઈ, મોટાઇ, સત્યતા, સ્વચ્છતા, ગુલામગીરી, હવાલદારી.
ક્રિયાનાં—જનમ, મરણ, સ્મરણ, રમત, દોડાદોડ, માર, ચલણ, ભરણું. ન્યુનાધિક બતાવનારાં—નફો, ટોટો, ઘટ, વધારો.
મનના ભાવનાં—બુદ્ધિ, દયા, લાગણી, બીક, તર્ક, કલ્પના, પરમેશ્વર, જીવ.

૨ વિશેષનામ ને ભાવવાચક નામ બહુવચનમાં આવતાં નથી, ને કદી આવે તો તે વખતે તેને સામાન્ય નામ કહેવું.
૩ નામને જાતિ, વચન ને વિભક્તિ હોય છે, તેથી તેનાં રૂપ નીચે પ્રમાણે જુદાં જુદાં થાય છે.

### ૧. અકારાંત નરજાતિ ( ચાકર. )

| વિભક્તિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | ચાકર. | ચાકર, ચાકરો. |

| | |
|---|---|
| ૨ ચાકર, ચાકરને. | ચાકર, ચાકરોને. |
| ૩ ચાકરે. | ચાકરે, ચાકરોએ. |
| ૪ ચાકરને. | ચાકરને, ચાકરોને. |
| ૫ ચાકરથી, થકી. | ચાકરથી, થકી. ચાકરોથી, થકી. |
| ૬ ચાકરનો, ની, નું, ના, નાં. | ચાકરનો, ની, નું, ના, નાં. ચાકરોનો, ની, નું ના, નાં. |
| ૭ ચાકરમાં. ચાકરે | ચાકરમાં, ચાકરોમાં. ચાકરે, ચાકરોએ. |

અકારાંત નારીજાતિ ને નાન્યતરજાતિ, વેંત, ઘર, વગેરેનાં રૂપ ઉપર પ્રમાણે થાય છે.

## ૨. નરજાતિ આકારાંત (રાજા).

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ રાજા. | રાજા, રાજાઓ. |
| ૨ રાજા, રાજાને. | રાજા, રાજાને, રાજાઓ, રાજાઓને. |
| ૩ રાજાએ. | રાજાએ, રાજાઓએ. |
| ૪ રાજાને. | રાજાને રાજાઓને. |
| ૫ રાજાથી, થકી. | રાજાથી, થકી, રાજાઓથી, થકી. |
| ૬ રાજાનો, ની, નું, ના, નાં. | રાજાનો, ની, નું, ના, નાં. રાજાઓનો, ની, નું, ના, નાં. |
| ૭ રાજામાં, રાજાએ. | રાજામાં, રાજાઓમાં, રાજાએ, રાજાઓએ. |

આકારાંત નારીજાતિનાં, વાર્તા, બાધા, વગેરેનાં રૂપ ઉપર પ્રમાણે થાય છે.

## ઈકારાંત નરજાતિ ( ધોબી. )

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ ધોબી. | ધોબી, ધોબીઓ. |
| ૨ ધોબી, ધોબીને. | ધોબી, ધોબીને; ધોબીઓ, ધોબીઓને. |
| ૩ ધોબીએ. | ધોબીએ, ધોબીઓએ. |
| ૪ ધોબીને. | ધોબીને, ધોબીઓને. |
| ૫ ધોબીથી, થકી. | ધોબીથી, થકી; ધોબીઓથી, થકી. |
| ૬ ધોબીનો, ની, નું, ના, નાં. | ધોબીનો, ની, નું, ના, નાં; ધોબીઓનો, ની, નું, ના, નાં. |
| ૭ ધોબીમાં, ધોબીએ. | ધોબીમાં, ધોબીઓમાં; ધોબીએ, ધોબીઓએ. |

ઈકારાંત નારીજાતિ, ચોપડી, છત્રી વગેરેનું ઉપર પ્રમાણે.

**ઈકારાંત નાન્યતરજાતિ મોતી,** લોઢી, વગેરેનાં રૂપ. ( એક વચન ને બહુવચનમાં સરખાં હોય છે. )

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ મોતી. | મોતી. |
| ૨ મોતી, મોતીને. | મોતી. મોતીને. |
| ૩ મોતીએ. | મોતીએ. |
| ૪ મોતીને. | મોતીને. |
| ૫ મોતીથી, થકી. | મોતીથી, થકી. |
| ૬ મોતીનો, ની, નું, ના, નાં. | મોતીનો, ની, નું, ના, નાં. |
| ૭ મોતીમાં, મોતીએ. | મોતીમાં, મોતીએ. |

## ઉકારાંત નરજાતિ લાડુ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ લાડુ. | લાડુ. |

| | |
|---|---|
| ૨ લાડુને. | લાડુને. |
| ૩ લાડુએ. | લાડુએ. |
| ૪ લાડુને. | લાડુને. |
| ૫ લાડુથી, થકી. | લાડુથી, થકી. |
| ૬ લાડુનો, ની, નું, ના, નાં. | લાડુનો, ની, નું, ના, નાં. |
| ૭ લાડુમાં, લાડુએ. | લાડુમાં, લાડુએ. |

## ઉકારાંત નારીજાતિ જુ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ જુ. | જુ, જુઓ. |
| ૨ જુને. | જુને, જુઓને. |
| ૩ જુએ. | જુએ, જુઓએ. |
| ૪ જુને. | જુને, જુઓને. |
| ૫ જુથી, થકી. | જુથી, થકી; જુઓથી, થકી. |
| ૬ જુનો, ની, નું. ના, નાં. | જુનો, ની, નું, ના, નાં; જુઓનો, ની, નું, ના, નાં. |
| ૭ જુમાં, જુએ. | જુમાં, જુઓમાં; જુએ, જુઓએ. |

## ઉકારાંત નાન્યતરજાતિ લીંબુ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ લીંબુ. | લીંબુ. |
| ૨ લીંબુ, લીંબુને. | લીંબુ, લીંબુને. |
| ૩ લીંબુએ. | લીંબુએ. |
| ૪ લીંબુને. | લીંબુને. |
| ૫ લીંબુથી, થકી. | લીંબુથી, થકી. |
| ૬ લીંબુનો, ની, નું, ના, નાં. | લીંબુનો, ની, નું, ના, નાં. |
| ૭ લીંબુમાં, લીંબુએ. | લીંબુમાં, લીંબુએ. |

## ઉંકારાંત નાન્યતરજાતિ ઇંડું.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ ઈંડું. | ઈંડાં, ઇંડાંઓ. |
| ૨ ઈંડાને | ઇંડાંને, ઈંડાંઓને. |
| ૩ ઇંડાએ. | ઇંડાંએ, ઈંડાંઓએ. |
| ૪ ઇંડાને. | ઈંડાંને, ઇંડાંઓને. |
| ૫ ઈંડાથી, થકી. | ઈંડાંથી, થકી; ઇંડાંઓથી, થકી. |
| ૬ ઈંડાનો, ની, નું, ના,નાં. | ઇંડાંનો, ની, નું, ના, નાં; ઇંડાંઓનો, ની, નું, ના, નાં. |
| ૭ ઈંડામાં, ઈંડાએ. | ઇંડાંમાં,ઈંડાંઓમાં,ઇંડાંએ,ઇંડાંઓએ. |

## એકારાંત નારીજાતિ ચે, હરડે, જે વગેરે.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ ચે. | ચે, ચેઓ. |
| ૨ ચે, ચેને | ચે, ચેને; ચેઓ, ચેઓને. |
| ૩ ચેએ. | ચેએ, ચેઓએ. |
| ૪ ચેને. | ચેને, ચેઓને. |
| ૫ ચેથી, થકી | ચેથી, થકી; એઓથી, થકી. |
| ૬ ચેનો, ની, નું, ના,નાં. | ચેનો, ની, નું, ના, નાં; ચેઓનો, ની, નું, ના, નાં. |
| ૭ ચેમાં, ચેએ. | ચેમાં, ચેઓમાં, ચેએ, ચેઓએ. |

## ઐકારાંત નારીજાત્તિ પૈ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ પૈ. | પૈ, પૈઓ. |
| ૨ પૈને. | પૈને, પૈઓને. |

| | |
|---|---|
| ૩ પૈએ. | પૈએ, પૈઓએ |
| ૪ પૈને. | પૈને, પૈઓને. |
| ૫ પૈથી, થકી. | પૈથી, થકી; પૈઓથી, થકી. |
| ૬ પૈનો, ની, નું, ના, નાં. | પૈનો, ની, નું, ના, નાં; પૈઓનો, ની, નું, ના, નાં. |
| ૭ પૈમાં, પૈએ. | પૈમાં, પૈઓમાં; પૈએ, પૈઓએ. |

## ઓકારાંત નરજાતિ છોકરો.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ છોકરો. | છોકરા, છોકરાઓ. |
| ૨ છોકરાને. | છોકરાને, છોકરાઓને. |
| ૩ છોકરાએ. | છોકરાએ, છોકરાઓએ. |
| ૪ છોકરાને. | છોકરાને, છોકરાઓને. |
| ૫ છોકરાથી, થકી. | છોકરાથી, થકી; છોકરાઓથી, થકી. |
| ૬ છોકરાંનો, ની, નું, ના, નાં. | છોકરાનો, ની, નું, ના, નાં; છોકરાઓનો, ની, નું, ના, નાં |
| ૭ છોકરામાં, છોકરાએ. | છોકરામાં, છોકરાઓમાં; છોકરાએ, છોકરાઓએ. |

## ઓકારાંત નારીજાતિ, જળો, ધો, બો.

| એક વચન. | બહુવચન. |
|---|---|
| ૧ જળો. | જળો. |
| ૨ જળો, જળોને. | જળો, જળોને. |
| ૩ જળોએ. | જળોએ. |
| ૪ જળોને. | જળોને. |
| ૫ જળોથી, થકી. | જળોથી, થકી. |
| ૬ જળોનો, ની, નું, ના, નાં. | જળોનો, ની, નુ, ના, નાં. |
| ૭ જળોમાં, જળોએ. | જળોમાં, જળોએ. |

## ઓંકારાંત નાન્યતરજાતિ મોં.

| એકવચન. | બહુવચન. |
| --- | --- |
| ૧ મોં. | મોં. |
| ૨ મોંને. | મોંને |
| ૩ મોંએ. | મોંએ. |
| ૪ મોંને. | મોંને. |
| ૫ મોંથી, થકી. | મોંથી, થકી. |
| ૬ મોંનો, ની, નું, ના, નાં. | મોંનો, ની. નું, ના, નાં. |
| ૭ મોંમાં, મોંએ. | મોંમાં, મોંએ. |

---

## સર્વનામ.

૧ જે શબ્દ નામને ઠેકાણે આવે તેને **સર્વનામ** કહેવું. જેમ-છગન પોતાને માટે કહેતો હોય, તો છગન જાય છે, તેને બદલે હું જાઉંછું. મગન જા, તેને બદલે તું જા; કહીએ છીએ. ચમન દોડયો, તેમાં તે દોડયો. એમાં હું, તું, તે, સર્વનામ છે.

૨ સર્વનામના પ્રકાર છ છે. ૧ **પુરૂષદર્શક**. ૨ **સ્વવાચક**. ૩ **દર્શક**. ૪ **સંબંધી**. ૫ **પ્રશ્નાર્થ**, ૬ **અનિશ્ચિત**.

૩ **પુરૂષદર્શક** સર્વનામના ત્રણ ભાગ છે. પહેલો પુરૂષ, બીજો પુરૂષ ને ત્રીજો પુરૂષ. પહેલો પુરૂષ બોલનારને જ બતાવે છે. જેમ—હું ખાઊંછું, અમે જઇએ છીએ. આપણ આવીશું. તેમાં હું, અમે, ને આપણ એ બોલનારને બતાવે છે.

બીજો પુરૂષ સર્વનામ—જેની સાથે વાત કરતા હોઇએ તેને બતાવે છે. જેમ—તું ગાય છે. તમો આવો. આપ

પધારો. તેમાં તુ, તમે ને આપ એ બીજો પુરૂષ છે. ત્રીજો પુરૂષ સર્વનામ—જેના વિષે વાત કરતા હોઇએ તેને બતાવે છે. જેમ—તે વાંચે છે તેઓ દોડયા. એમાં તે ને તેઓ ત્રીજો પુરૂષ છે.

૪ **સ્વવાચક સર્વનામ**—પંડે, જાતે ને પોતે બતાવે છે; અથવા એના જેવો અર્થ કરે છે તે. જેમ—પોતે, જાતે, પંડે, મેળે, આપ, આપે, આપો આપ, નીજ, પોત પોતે વગેરે.

૫ **દર્શક સર્વનામ**—આંગળીથી કે ઇશારતથી બતાવે છે. જેમ—આ આવ્યા. એ ઉભો. ફલાણે ગાળ દીધી પેલો જાય. આ, એ, તે, ફલાણો, પેલો, ઓલ્યો, વગેરે.

૬ **સંબંધી સર્વનામ**—વાકયના આરંભે જે ને વાકયના પાછલા ભાગને આરંભે તે આવે છે. જેમ—જે જાય, તે પાછો ન આવે. આ કહેવતમાં જે ને તે સંબંધી સર્વનામ છે. તમે જે જે કહ્યું, તે તે ફોકટ ગયું. એમાં જેજે, ને તેતે, સંબંધી સર્વનામ છે. કોઇ કોઇવાર જે, અથવા તેનો અધ્યાહાર રહે છે. (જે) મોટો આવશે, તે નંબર ઉતરશે. એમાં જેનો અધ્યાહાર છે વજ્રથી જે ઘણાં કઠણ. (તે) પુષ્પથી પણ કુમળાં. એમાં તેનો અધ્યાહાર છે.

૭ **પ્રશ્નાર્થ સર્વનામ**—સવાલ પૂછવાંમાં જે શબ્દ વપરાય છે તે. જેમ—કોણ, કયો, કઇ, કયું, શો, શી, શું, વગેરે. તેમાં કોણ—પુરૂષને માટે વપરાય છે. કયો, કઇ, કયું, પુરૂષ કે વસ્તુને માટે વપરાય છે, અને શો, શી, શું,

વસ્તુને માટે વપરાય છે. પ્રશ્નાર્થ સર્વનામ વાક્યમાં કર્ત્તા કે કર્મ તરીકે હોઇ શકે છે.

૮ **અનિશ્ચિત સર્વનામ**—આ સર્વનામ પુરૂષ કે જાતિ નક્કી બતાવતાં નથી. જેમ—કોઈ, કંઇ, કાંઈ, કોઇ-એક, કંઈ એક, કાંઈ એક, હરકોઈ, હરકંઈ, હરકાંઈ, કોક, કંઈક, વગેરે.

૯ આપ શબ્દ બીજો પુરૂષ સર્વનામમાં અને સ્વવાચક સર્વનામમાં આવેલો છે, માટે આપનો અર્થ તમે થાય ત્યાં બીજો પુરૂષ સર્વનામ; અને આપનો અર્થ પોતે થાય ત્યાં સ્વવાચક સર્વનામ જાણવું.

૧૦ વાક્યમાં **શું** કર્ત્તા કે કર્મ તરીકે આવે તો સર્વનામ જાણવું. પણ તેમ ન આવે તો કેવળપ્રયોગી કે ક્રિયા વિશેષણ જાણવું. જેમ—**શું** તમારૂં બોલવું મને રૂચશે? એમાં શું કેવળપ્રયોગી અવ્યય છે; અને તમે આમ **શું** બોલો છો, એમાં **શું** ક્રિયા વિશેષણ છે.

## ૧૧ પહેલો પુરૂષ સર્વનામ (હું) રૂપ.

| | એક વચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | હું. | અમે. |
| ૨ | મને. મારે. | અમને, અમારે. |
| ૩ | મેં, મારે. | અમે, અમારે, અમોએ. |
| ૪ | મને. મારે. | અમને, અમારે. |
| ૫ | મારાથી, થકી. | અમારાથી થકી. |
| ૬ | મા, રો, રી, રૂં, રા, રાં, રે. | અમારો, રી, રૂં, રા, રાં, રે. |
| ૭ | મારામાં. | અમારામાં, અમોમાં. |

મુને, મજને, મુજને એ શબ્દો પણ પહેલો પુરૂષ સર્વનામ છે, અને પહેલી ને ત્રીજીના બહુવચનમાં *આવે છે; તેને ઓળખવાની રીત એવી છે કે. તેનું એક વચન કરી જોયાથી સમજાશે.

મારે—બીજી, ત્રીજી, ચોથી ને છઠ્ઠીના એક વચનમાં આવે છે, તે ઓળખવાની રીત એવી છે કે તેને ઠેકાણે નામ મૂકી જોવું. મારે બે પગ છે, એમાં લલ્લુને બે પગ છે; તે બીજી. મારે ગામ જવું જોઇએ, એમાં છોટાલાલે ગામ જવું જોઇએ માટે ( ત્રીજી ). મારે કાગળ જોઇએ, એમાં છગનલાલને કાગળ જોઇએ માટે ચોથી. મારેની પછી માટે, કાજે, લીધે, વાસ્તે, સારૂ એ શબ્દયોગી આવે ત્યારે મારેની છઠ્ઠી વિભક્તિ કહેવી.

મારે નું બહુવચન અમારે છે, તેની વિભક્તિ મારે પ્રમાણે સમજવી.

**પહેલો પુરૂષ સર્વનામ આપણ હમેશાં બહુવચનમાં રહેછે.**

| | |
|---|---|
| ૧ આપણ, આપણે. | ૪ આપણને, આપણે. |
| ૨ આપણને. | ૫ આપણાથી, થકી. |
| ૩ આપણે. | ૬ આપણો,ણી,ણું, ણા, ણાં, |
| | ૭ આપણામાં. |

આપણે—પહેલી, ત્રીજી, ને ચોથી વિભક્તિમાં આવે છે. તે ઓળખવાની રીત એવી છે કે, તેને બદલે નામ મૂકી જોવું, ને તેને જે વિભક્તિ લાગે તે આપણેની જાણવી.

## બીજો પુરૂષ સર્વનામ ( તું ).

| **એકવચન.** | **બહુવચન.** |
|---|---|
| ૧ તું. | તમે. |

| | |
|---|---|
| ૨ તને, તારે. | તમને, તમારે, તમોને. |
| ૩ તેં, તારે. | તમે, તમારે, તમોએ. |
| ૪ તારે, તને. | તમારે. |
| ૫ તારાથી, થકી. | તમારાથી, થકી. |
| ૬ તારો, રી, રૂં, રા, રાં, રે. | તમારો, રી, રૂં, રા, રાં, રે. |
| ૭ તારામાં. | તમારામાં, તમોમાં. |

તુંને, તજને, તુજને એ શબ્દો પણ બીજો પુરૂષ સર્વનામ છે.

તમે એ પહેલી ને ત્રીજીના બહુવચનમાં આવે છે; તે સમજવાને તેનું એકવચન કરી જોવું.

તારે ને તમારે, બીજી, ત્રીજી, ચોથી ને છઠ્ઠીના એક વચન ને બહુવચનમાં આવે છે; તેની સમજ મારે ને અમારે પ્રમાણે સમજવી.

**બીજો પુરૂષ સર્વનામ આપ**, હમેશાં બહુવચનમાં રહે છે.

| | |
|---|---|
| ૧ આપ. | ૨ આપને. |
| ૩ આપે. | ૪ આપને. |
| ૫ આપથી થકી. | ૬ આપનો, ની, નું, ના, નાં. |
| | ૭ આપમાં. |

## ત્રીજો પુરૂષ સર્વનામ (તે).

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ તે. | તે, તેઓ. |
| ૨ તેને. | તેઓને, તેમને. |
| ૩ તેણે. | તેઓએ, તેમણે. |
| ૪ તેને | તેઓને, તેમને. |

| | |
|---|---|
| ૫ તેથી, થકી | તેઓથી, થકી. |
| ૬ તેનો. ની, નું, ના, નાં. | તેઓનો, ની, નું, ના, ન . |
| ૭ તેમાં. | તેઓમાં. |

સ્વવાચક સર્વનામનાં રૂપ એક વચનને બહુ વચનમાં સરખાં રહે છે.

## પોતેનાં રૂપ.

૧ પોતે.
૨ પોતાને.
૩ પોતે.
૪ પોતાને.
૫ પોતાથી, થકી.
૬ પોતાનો, ની, નું, ના, નાં.
૭ પોતામાં.

પોતે પહેલીને ત્રીજીના એક વચન ને બહુ વચનમાં આવે છે, તે ઓળખવાને માટે તેને ઠેકાણે નામ મૂકી જોવું. જેમ—પોતે જાય છે, એમાં છગનલાલ જાય છે. માટે (પહેલી). પોતે ખાધું, એમાં છગનલાલે ખાધું માટે (ત્રીજી).

## દર્શક સર્વનામ આ.

| એક વચન | બહુ વચન. |
|---|---|
| ૧ આ. | આ. |
| ૨ આને. | આમને. |
| ૩ આણે. | આમણે |
| ૪ આને. | આમને. |
| ૫ આથી, થકી. | આમનાથી, થકી. |

૬ આનો, ની, નું, ના, નાં. આમનો, ની, નું, ના, ના.
૭ આમાં. આમનામાં.

સંબંધી સર્વનામ જે ને તેનાં રૂપ ત્રીજાપુરૂષના તે પ્રમાણે થાય છે. પ્રશ્નાર્થ સર્વનામ કોણનાં રૂપ એક વચન ને બહુ વચનમાં સરખાં રહે છે.

૧ કોણ.
૨ કોને, કેને.
૩ કોણે, કેણે.
૪ કોને, કેને.
૫ કોનાથી થકી; કેનાથી થકી.
૬ કોનો, ની, નું, ના, નાં; કેનો, ની, નું, ના, નાં.
૭ કોનામાં, કેનામાં.

શોનું બહુ વચન શા, અને શીનું બહુ વચન શી છે. શુંનું બહુ વચનમાં શાં થાય છે. શીને વિભક્તિઓ લાગતી નથી. શો ને શુંનાં રૂપ બીજી વિભક્તિથી બંને વચનમાં સરખાં રહે છે; તે નીચે પ્રમાણે.

એક વચન.

| | | | |
|---|---|---|---|
| ૧ | શો. | શું. | બહુ વચન. એક વચન પ્રમાણે. |
| ૨ | શેને. | શાને. | |
| ૩ | શેણે. | શાણે. | |
| ૪ | શેને. | શાને. | |
| ૫ | શેથી થકી. | શાથી, થકી. | |
| ૬ | શેનો, ની, નું, ના, નાં. | શાનો, ની નું, ના, નાં. | |
| ૭ | શેમાં, | શામાં. | |

અનિશ્ચિત સર્વનામ કોઈ, કાંઇ, કંઇ, કોઇક, કાંઈક, કંઇક એમના બંને વચનમાં તેજ રૂપ રહે છે. હરકોઈ, હરકાંઇ, હરકંઇ એ એક વચનમાં વપરાય છે.

## કોઇનાં રૂપ.

૧ કોઇ.
૨ કોઇને.
૩ કોઇએ.
૪ કોઇને.
૫ કોઇથી થકી.
૬ કોઇનો, ની, નું, ના, નાં.
૭ કોઇમાં, કોઇએ.

## વિશેષણ.

૧ વિશેષણ એટલે નામના અર્થની હદ બાંધવાને કે ઓળખવાને વપરાય તે શબ્દ. જેમ—રાતો, અડધો, સહેજ.

૨ વિશેષ્ય એટલે વિશેષણ જે નામની હદ બાંધે અથવા ઓળખાવે તે નામ. જેમ—કાળો બળદ, એમાં કાળો એ વિશેષણ છે ને બળદ વિશેષ્ય છે. પા મણ, એમાં પા વિશેષણ છે ને મણ વિશેષ્ય છે.

૩ વિશેષણના પ્રકાર ચાર છે. (૧) **ગુણવાચક.** (૨) **સંખ્યા વાચક.** (૩) **જથા વાચક.** (૪) **સર્વનામરૂપી વિશેષણ.**

૪ **ગુણવાચક** એટલે નામનો ગુણ અથવા વર્ણન કે ઓળખાણ બતાવે તે. જેમ ધોળો, ગાંડો, દયાળુ, પુત્રવાન, અમદાવાદી.

૫ **સંખ્યા વાચક** એટલે નામની અમુક સંખ્યા, અનિશ્ચિત સંખ્યા, અપૂર્ણાંક સંખ્યા, બતાવે તેવા શબ્દો જેમ—પાંચ, તેર, બાર તેર, હજાર, બે હજાર, ત્રણ ત્રણ,

અચ્ચાર, અચ્છેર, પોણો, સવા, દોઢ, પહેલો, બીજો, બેલું, બમણું, ત્રમણું, વગેરે.

૪. **જથા વાચક** એટલે વસ્તુ કેટલી લેવાઈ તે બતાવનારો શબ્દ. જેમ—થોડું, બહુ, ઘણું, ઓછું, સઘળું, વગેરે.

૫. **સર્વનામ રૂપી વિશેષણ** એટલે દર્શક, સંબંધી, પ્રશ્નાર્થ અને અનિશ્ચિત સર્વનામો, જ્યારે કોઈ નામની સાથે આવે, ત્યારે તેને તે પ્રકારનાં સર્વનામ રૂપી વિશેષણ કહેવાં. જેમ—આ માણસ આવ્યો, તેમાં આ. તે છોકરો ભણે છે, એમાં તે. શું શાક લાવ્યા, તેમાં શું. મેં કંઇક ચીજ આણી, એમાં કંઇક.

૬. ગુણ વાચક, સંખ્યા વાચક ને જથા વાચક વિશેષણો વિશેષ્ય વિના એકલાં આવે, ત્યારે નામ પ્રમાણે સર્વે વિભક્તિઓ તેને લાગે છે. જેમ ધોળો, ધોળાને, ધોળાએ.

૭. વિશેષણો જ્યારે વિશેષ્યની સાથે આવે છે ત્યારે વિભક્તિના છુટા પ્રત્યયો તેને લાગતા નથી, પણ વિશેષ્યને લાગે છે. જેમ—કાળો ઘોડો, કાળા ઘોડાને, કાળે ઘોડે, વગેરે.

### ૮. વિશેષણ વિશેષ્ય સાથે હોય તેવાં રૂપ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | રાતો ઘોડો. | રાતા ઘોડા, રાતા ઘોડાઓ. |
| ૨ | રાતો ઘોડો, રાતા ઘોડાને. | રાતા ઘોડા, રાતા ઘોડાને, રાતા ઘોડાઓને. |
| ૩ | રાતે ઘોડે. | રાતા ઘોડાએ, રાતા ઘોડાઓએ. |
| ૪ | રાતા ઘોડાને. | રાતા ઘોડાને, રાતા ઘોડાઓને. |
| ૫ | રાતા ઘોડાથી. | રાતાઘોડાથી-થકી; રાતાઘોડાઓથી-થકી. |

૬ રાતા ઘોડાનો,ની,નું,ના,નાં. રાતા ઘોડાનો, ની, નું, ના, નાં;
રાતા ઘોડીઓનો, ની, નું, ના, નાં.
૭ રાતા ઘોડામાં, રાતા ઘોડામાં, રાતા ઘોડાઓમાં;
રાતા ઘોડાએ. રાતા ઘોડાએ, રાતા ઘોડાઓએ.

### ૯. વિશેષણ એકલું આવે તેવાં રૂપ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. રાતો. | રાતા, રાતાઓ. |
| ૨ રાતો, રાતાને. | રાતા, રાતાને, રાતાઓને. |
| ૩ રાતાએ. | રાતાએ, રાતાઓએ. |
| ૪ રાતાને. | રાતાને, રાતાઓને. |
| ૫ રાતાથી, થકી. | રાતાથી,થકી;રાતાઓથી,થકી. |
| ૬ રાતાનો, ની, નું, ના, નાં. | રાતાઓનો, ની, નું, ના, નાં. |
| ૭ રાતામાં, રાતાએ. | રાતામાં, રાતાઓમાં; રાતાએ, રાતાઓએ. |

૧૦. અકારાંત, ઇકારાંત ને ઉકારાંત વિશેષણોનાં રૂપો તે જાતનાં નામ પ્રમાણે થાય છે.

૧૧. સર્વનામ રૂપી વિશેષણો નામની સાથેજ આવે છે. અને તેને વિશેષ્યનાં જાતિ વિભક્તિને વચન હોય છે.

## ક્રિયાપદ વિષે.

૧ ક્રિયાપદ—જે શબ્દ વખત સાથે ક્રિયા અથવા સ્થિતિ બતાવે તે. જેમ—ખાધું, દોડે છે, વાંચશે. એમાં ક્રિયાને વખત છે ઉંઘવું, હતો, એમાં સ્થિતિને વખત છે.

૨ કર્ત્તા—ક્રિયાના કરનારને માટે જે શબ્દ વપરાય તે.

જેમ—હાથી જાય છે. એમાં જવાની ક્રિયા હાથી કરે છે, માટે તે કર્તા છે.

૩ **કર્મ**—ક્રિયાનું જે ફળ આવે તે. જેમ—કુંભારે હાંલ્લાં ઘડયાં. એમાં ઘડવાની ક્રિયાનું ફળ હાંલ્લાં થાયછે, માટે તે કર્મ છે.

વર્તમાનકાળમાં ક્રિયા ચાલુ હોય છે, ને ભવિષ્યકાળમાં ક્રિયા થવાની હોય છે; તેથી ક્રિયાનું ફળ ચોકખું સમજાતું નથી. પણ ભૂતકાળમાં ક્રિયા થએલી હોય છે, તેથી ક્રિયાનું ફળ ( કર્મ ) ચોકખું સમજાય છે.

૪ ક્રિયાપદને **પ્રકાર, ધાતુ, ભેદ,** કાળ, **પુરૂષ, જાતિ વચન, પ્રયોગ** ને **અર્થ** હોય છે.

૫ ક્રિયાપદને કર્તા ને કર્મ હોય છે, તે પરથી ક્રિયાપદના બે પ્રકાર થાય છે. (૧) **અકર્મક.** (૨) **સકર્મક.**

૬ **અકર્મક ક્રિયાપદ** એટલે જે ક્રિયાપદને એકલો કર્તા હોય તે. જેમ—જમ, બેસ, પડ, દોડ, સંતા, વગેરે.

૭ કેટલાંક અકર્મક ક્રિયાપદમાં ક્રિયાપદનો ભાવકર્તા હોય છે, અને તે ત્રીજે પુરૂષ નાન્યતર જાતિના એકવચનમાં હોય છે. જેમ-ચુનીલાલને કોઇ સાથે બનતું નથી; હરિલાલને અમદાવાદમાં ગમે છે. તેમાં પહેલામાં બનવાનો ને બીજામાં ગમવાનો ભાવકર્તા છે.

૮ **સકર્મક ક્રિયાપદ** એટલે-જે ક્રિયાપદને કર્તા ને કર્મ બન્ને હોય છે તે. જેમ—લખ, વેચ, ફેરવ, વગેરે.

૯ કેટલાંક ક્રિયાપદ કોઈ કોઇવાર બે કર્મ લેછે. જેમ—સાહેબે મને કારકુન બનાવ્યો. મેં છોકરાને લાડુ પીરસ્યા.

આવાં બે કર્મ લેનારાં ક્રિયાપદના દાખલા-બનાવવું, કહેવું. નીમવું, ધારવું ને ફેરવવું વગેરે.

૧૦ ક્રિયાપદ જ્યારે-બે કર્મ લેછે, ત્યારે ક્રિયાપદમાં રહેલી ક્રિયા સીધી રીતે જે કર્મ ઉપર અસર કરે છે, તેને ઉપસ્થ (પાસેનું) કર્મ કહે છે; અને જે કર્મ ઉપર આડકતરી રીતે અસર કરે છે, તેને અનુપસ્થ (આઘેનું) કર્મ કહે છે. અનુપસ્થ કર્મ કોઈ માણસ કે પુરૂષને બતાવે છે, ને ઉપસ્થ કર્મ વસ્તુ હોય છે. જેમ—માસ્તર છોકરાને ચોપડી આપે છે. તેમાં છોકરાને એ અનુપસ્થ કર્મ ને ચોપડી એ ઉપસ્થ કર્મ છે.

**ધાતુ**—ક્રિયાપદનું શરૂઆતનું સાદામાં સાદું રૂપ. આ રૂપને ક્રિયાપદનો ધાતુ અથવા મૂળ પણ કહે છે. જેમ-કર, પદ, ચાલ, ખા, લે, વગેરે.

## ભેદ વિષે.

**ભેદ**—એ ક્રિયાપદના ધાતુના રૂપમાં થોડો ફેરફાર બતાવે છે. જેમ—જમ, જમાય ને જમાડ. ખા, ખવાય ને ખવાડ. દોડ, દોડાય ને દોડાવ. આ ઉપરથી જણાશે કે ભેદ ત્રણછે. (૧) મૂળભેદ. (૨) સહ્ય (શક્ય) ભેદ. (૩) પ્રેરક ભેદ.

**મૂળભેદ**—ક્રિયાપદમાં રહેલી ક્રિયા કર્ત્તા જાતે કરેછે તે જેમ—તું જા, મગન ખાય છે, તેણે રોટલો ખાધો.

**સહ્યભેદ (શક્યભેદ)**—ક્રિયાપદમાં રહેલી ક્રિયા કર્ત્તા પરાણે કરે છે તે. જેમ-મગનથી લાડુ ખવાય છે, તારાથી બેસાયું.

**પ્રેરકભેદ**—ક્રિયાપદમાં રહેલી ક્રિયા કર્ત્તા પોતે ન કરતાં બીજા પાસે કરાવે છે તે. જેમ-હું આંબેથી કેરી પડાવું

છું. તેમાં પાડવાની ક્રિયા કર્તા જાતે ન કરતાં બીજા પાસે કરાવે છે.

**મૂળભેદ ઉપરથી સહ્યભેદ નીચે પ્રમાણે થાય છે.**

(૧) અકારાંત ધાતુને છેડે અનો આ કરવાથી. જેમ. ગણ, ગણા; કર, કરા; લખ, લખા; મૂક, મૂકા.

(૨) અંકારાંત ધાતુના પહેલા અક્ષરમાં આ કે આં હોય તો તે જતા રહીને અ કે અં થાય છે. જેમ—પાડ, પડા; જાળવ, જળવા; બાંધ, બંધા; રાંધ, રંધા.

(૩) અકારાત સિવાય કોઇ પણ ધાતુને અંતે સહ્યભેદમાં વા લાગે છે. જેમ લે, લેવા; પી, પીવા; જો, જોવા; રહે, રહેવા; કહે, કહેવા; નહા, નહાવા.

**મૂળભેદ ઉપરથી પ્રેરકભેદ નીચે પ્રમાણે થાય છે.**

૧ મૂળધાતુમાં ઉપાત્ય (છેલ્લા અક્ષરના પહેલાં) આ હોય તો અ કરીને છેડે આવ, આડ, કે વાડ પ્રત્યય લગાડવાથી પ્રેરકભેદ થાય છે. જેમ—ગણ; ગણાવ. માર, મરાવ. જો, જોવાડ, રમ, રમાડ.

૨ પ્રેરકભેદના પ્રત્યયો બેવડવાથી એટલે મૂળ ધાતુને આવરાવ, આવડાવ પ્રત્યય લગાડવાથી દ્વિત્વ પ્રેરકનું રૂપ થાય છે. જેમ—ગણ, ગણાવરાવ. મૂક, મૂકાવરાવ.

પ્રેરકભેદનાં ક્રિયાપદો હમેશાં સકર્મક હોય છે.

| ધાતુ | મૂળભેદ | સહ્યભેદ | પ્રેરકભેદ. |
|---|---|---|---|
| બોલ | બોલ | બોલાય | બોલાવ. |
| રમ | રમ | રમાય | રમાડ. |
| પી | પી | પીવાય | પીવાડ. |

કેટલાંક ધાતુનાં પ્રેરકભેદમાં રૂપ થતાં નથી. જેમ—જા, આવ, થા, હો, વગેરે.

## કાળ વિષે.

૧ ક્રિયા જે વખતે બનતી હોય, બની હોય કે બનવાની હોય; તે વખતને કાળ કહે છે. કાળના મુખ્ય ત્રણ ભાગ છે. (૧) **વર્ત્તમાનકાળ**. (૨) **ભૂતકાળ**. (૩) **ભવિષ્યકાળ**.

૨ **વર્ત્તમાનકાળ**—ચાલતા વખતમાં ક્રિયા થાય કે ઠરે તેને. જેમ—હું લખું. તું વાંચ. તે વાંચે. આ કાળમાં ૩રૂપ હોય છે.

૩ વર્ત્તમાન કાળના પ્રત્યયો ધાતુને લાગી નીચે પ્રમાણે રૂપ થાય છે.

પ્રત્યયો.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે. પુ. | ઉં. | ઇએ, ઇયે. |
| બી. પુ. | એ, ય. | ઓ. |
| ત્રી. પુ. | એ. ય. | એ, ય. |

### (૨) ખા ધાતુનાં રૂપ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે. પુ. | હું ખાઉં. | અમે ખાઇએ. |
| બી. પુ. | તું ખાય, ખા, | તમે ખાઓ. |
| ત્રી. પુ. | તે ખાય. | તેઓ ખાય. |

### (૧) વાંચ ધાતુનાં રૂપ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે. પુ. | હું વાંચું | અમે વાંચીએ. |
| બી. પુ. | તું વાંચે, વાંચ, | તમે વાંચો. |
| ત્રી. પુ. | તે વાંચે, | તેઓ વાંચે. |

## (૩) જો ધાતુનાં રૂપ.

| | એકવચન. | બહુવચન |
|---|---|---|
| પે. પુ. | હું જોઉં. | અમે જોઇએ. |
| બી. પુ. | તું જોય, જો | તમે જુઓ. |
| ત્રી. પુ. | તે જુએ. | તેઓ જુએ. |

૪ **ભૂતકાળ**—ગયા વખતમાં ક્રિયા થઇ હોય કે કરી હોય, એવું બતાવે તે. જેમ—મેં પાઠ વાંચ્યો. તેણે ખાધું. આ કાળમાં જાતિ હોય છે.

૫ ભૂતકાળના પ્રત્યયો ધાતુને લાગી નીચે પ્રમાણે રૂપ થાય છે.

મુખ્ય પ્રત્યયો.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ન. જા. | યો, | યા. |
| ના. જા. | ઇ, | ઈ. |
| ના. જા. | યું, | યાં. |

### (૧) વાંચ ધાતુના રૂપ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ન. જા. | વાંચ્યો, | વાંચ્યા. |
| ના. જા. | વાંચી, | વાંચી. |
| ના. જા. | વાંચ્યું, | વાંચ્યાં. |

આ કાળમાં કોઇ કોઇવાર પ્રત્યયો ને ધાતુ બદલાય છે.

### ખા ધાતુનાં રૂપ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ન. જા. | ખાધો. | ખાધા. |
| ના. જા. | ખાધી. | ખાધી. |
| ના. જા. | ખાધું. | ખાધાં. |

### બેસ ધાતુનાં રૂપ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ન. જા. | બેઠો, | બેઠા. |
| ના. જા. | બેઠી, | બેઠી. |
| ના. જા. | બેઠું, | બેઠાં. |

### સૂ ધાતુનાં રૂપ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ન. જા. | સૂતો. | સૂતા. |
| ના. જા. | સૂતી. | સૂતી. |
| ના. જા. | સૂતું. | સૂતાં. |

### જા ધાતુનાં રૂપ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ન. જા. | ગયો. | ગયા. |
| ના. જા. | ગયી. | ગયી. |
| ના. જા. | ગયું. | ગયાં. |

ધાતુને ત પ્રત્યય લાગીને પણ ભૂતકાળ થાય છે, ને તેનાં રૂપ પુરૂષ ને જાતિમાં સરખાં રહે છે. જેમ—નર, નારિ ને નાન્યતરજાતિ ગણુત પે, પુ, હું. બી, પુ, તું. ને ત્રી, પુ, તે. ગણુત. એકવચન ને બહુવચનમાં પણ સરખાં જ રહે છે.

૬ **ભવિષ્યકાળ**—આવતા વખતમાં ક્રિયા થવાની છે, એવું બતાવે તે. જેમ—હું રમીશ, તું રમજે, તે રમશે, વગેરે. આ કાળમાં પુરૂષ હોય છે.

૭ ભવિષ્યકાળના પ્રત્યયો ધાતુને લાગી નીચે પ્રમાણે રૂપ થાય છે.

પ્રત્યયો.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પે, પુ. ઇશ, | શું. ઇશું. |
| બી, પુ. શે, ઇશ, જે, | શો, જો. |
| ત્રી, પુ. શે, | શે. |

**વાંચ ધાતુનાં રૂપ.**

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે, પુ. | હું વાંચીશ, | અમે વાંચશું, વાંચીશું. |
| બી, પુ. | તું વાંચશે, વાંચીશ, વાંચજે. | તમે, વાંચશો, વાંચજો. |
| ત્રી, પુ. | તે વાંચશે, | તેઓ વાંચશે. |

૮ સહભેદમાં વાંચ ને બદલે વંચાય, અને પ્રેરકભેદમાં વંચાવ લઇ પ્રત્યયો લગાડી રૂપ કરવાં.

ક્રિયાપદને પુરૂષ, જાતિ, ને વચન હોય છે.

(હું) લખું છું, પહેલો પુરૂષ. (તમે) લખો છો, બીજો પુરૂષ. (તે) લખે છે, ત્રીજો પુરૂષ.

છગન ગયો, નરજાતિ. ગંગા ગઇ, નારીજાતિ. છોકરૂં ગયું નાન્યતર જાતિ.

આવ્યો, એકવચન. આવ્યા, બહુવચન.

## કૃદન્તો વિષે.

૧ **કૃદન્ત**—ક્રિયાપદના ધાતુ ઉપરથી શબ્દો બની વાક્યમાં જુદા જુદા વર્ગના શબ્દો તરીકે કામ કરે છે તે શબ્દો. જેમ—ચંદુલાલ **વાંચનારને** બોલાવે છે. મારો **વાંચેલો** કાગળ પડી ગયો. અમે હિસાબ **ગણીને** ઊઠી ગયા. તેમાં **વાંચનાર** નામરૂપી કૃદન્ત, **વાંચેલો** વિશેષણરૂપી કૃદન્ત અને **ગણીને** એ અવ્યયરૂપી કૃદન્ત છે.

૨ નામરૂપી કૃદન્તોના બે, વિશેષણરૂપી કૃદન્તોના ચાર ને અવ્યયરૂપી કૃદન્ત મળીને કૃદન્તોના સાત પ્રકાર, જુદા જુદા પ્રત્યયોને લીધે થાય છે.

### નામરૂપી કૃદન્તો.

| | એકવચનના પ્રત્યય. | બહુવચનના પ્રત્યય. |
|---|---|---|
| **સામાન્ય કૃદન્ત.** | વો, વી, વું. | વા, વી, વાં. |
| **કર્તૃવાચકકૃદન્ત.** | નારો, નારી, નારૂં, નાર. | નારા, નારી, નારાં, નાર. |

### વિશેષણરૂપી કૃદન્તો.

| | | |
|---|---|---|
| **વર્તમાનકૃદન્ત.** | તો, તી, તું. | તા, તી, તાં. |
| **ભૂતકૃદન્ત.** | યો, ઈ, યું. | યા, ઈ, યાં. |
| **વિશેષભૂતકૃદન્ત.** | એલો, એલી, એલું. | એલા, એલી, એલાં. |
| **ભવિષ્યકૃદન્ત** | વાનો, વાની, વાનું. | વાના, વાની, વાનાં. |

### અવ્યયરૂપી કૃદન્ત.

**સંબંધકભૂતકૃદન્ત.** ઇ, ઇને.

૩ સામાન્ય અને કર્તૃવાચક કૃદન્ત વાક્યમાં નામ તરીકે વપરાય છે, તેથી તેમને કૃદન્ત નામ પણ કહે છે. જેમ—વહેલું **ઉઠવું** સારૂં છે. **ગાનાર** મોડો આવ્યો.

૪ વર્ત્તમાન કૃદન્ત, ભૂતકૃદન્ત, વિશેષ ભૂતકૃદન્ત ને ભવિષ્ય કૃદન્ત, એ વાક્યમાં વિશેષણ તરીકે વપરાય છે,

માટે તેને કૃદન્ત વિશેષણ પણ કહે છે. જેમ—**રડતો** છોકરો. **લખ્યા** લેખ. **લખેલી** ચોપડી. **વાંચવાની** ટેવ.

૫ સબંધકભૂત કૃદન્ત એ અધુરાં વાકયોને જોડે છે. જેમ—ચોપડી **લઇને** આવ્યો.

૬ કૃદન્તો કોઇ કોઇવાર ક્રિયાપદ તરીકે વપરાય છે. જેમ—છગનનો પાડ **માનવો** આજે વરસાદ **આવવાનો**.

૭ કૃદન્તો કોઇ કોઇવાર મિશ્ર ક્રિયાપદો બનાવે છે. જેમ—ખાવામાંડ, ચાલ્યોજા બોલતો રહે.

૮ કૃદન્તો કોઇ કોઇવાર ક્રિયા વિશેષણ તરીકે વપરાય છે, ત્યારે તે બેવડુંરૂપ લે છે. જેમ—**દોડતો દોડતો** આવ્યો. **પલાળી પલાળીને** નરમ કરવું,

૯ વિશેષણરૂપી કૃદન્તોની જોડે છે ને હો ધાતુનાં મુખ્ય ત્રણ કાળનાં રૂપ લાગવાથી મિશ્રકાળો બને છે.

## મિશ્ર કાળો.

૧ મિશ્રકાળ કેવી રીતે ને કયા કયા બને છે તેનુ કોષ્ટક.

| કૃદન્તનો પ્રકાર | છે અને હો ધાતુનાં મુખ્ય ત્રણ કાળનાં રૂપ લાગવાથી | | |
|---|---|---|---|
| | વર્ત્તમાન કાળના રૂપ | ભૂતકાળનાં રૂપ | ભવિષ્યકાળનાં રૂપ |
| વર્ત્તમાન કૃદત. | દ્વિત્વ વર્ત્તમાન | વર્ત્તમાન ભૂત. | વર્ત્તમાન ભવિષ્ય. |
| ભૂત કૃદત્ત. | ભૂત વર્ત્તમાન. | દ્વીત્વભૂત. | ભૂત ભવિષ્ય. |
| વિશેષભૂત કૃદત. | વિશેષભૂતવર્ત્તમાન. | વિશેષ દ્વિત્વભૂત. | વિશેષભૂતભવિષ્ય |
| ભવિષ્ય કૃદત. | ભવિષ્ય વર્ત્તમાન | ભવિષ્ય ભૂત. | દ્વિત્વ ભવિષ્ય. |

૨ મિશ્રકાળોમાં દ્વિત્વ વર્તમાન કાળમાં અપવાદ એટલે વર્તમાન કૃદન્તની સાથે હો ને છ ધાતુના રૂપ જોડાતાં નથી, પણ શુદ્ધ વર્તમાન કાળનાં રૂપ નેજ જોડવામાં આવે છે. જેમ—વાંચ ધાતુનું વ-ર્તમાન કૃદન્ત વાંચતો, વાંચતી, વાંચતું છે. એટલે વાંચતો છે, નહિ પણ વાંચે છે થાય છે.

૩ મિશ્રકાળ બનાવનાર છ ધાતુનાં રૂપ ફક્ત વર્તમાન કાળમાંજ થાય છે.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પે, પુ. હું છું. | અમે છીએ. |
| બી, પુ. તું છે. | તમે છો. |
| ત્રી, પુ. તે છે. | તેઓ છે. નથી. (અકર્ણરૂપ) |

૪ મિશ્રકાળ બનાવનાર હો ધાતુનાં રૂપ.

### વર્તમાન કાળ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પે પુ. હું હોઉં. | અમે હોઇએ. |
| બી, પુ. તું હોય. | તમે હો. |
| ત્રી, પુ. તે હોય. | તેઓ હોય. |

### ભૂતકાળ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ન. જા. હતો. | હતા. |
| ના. જા. હતી. | હતી. |
| નાન્ય.જા. હતું. | હતાં. |

### ભવિષ્યકાળ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| હું હઇશ. | અમે હઈશું. |

| | |
|---|---|
| તું હશે. | તમે હશો. |
| તે હશે. | તેઓ હશે. |

૫ ત્રણ મુખ્યકાળને બાર મિશ્રકાળો મળી કુલ પંદર કાળ થાય છે.

## ક્રિયાપદનાં રૂપાખ્યાન.

## સકર્મક ક્રિયાપદ વાંચધાતુનાં મુળભેદમાં રૂપાખ્યાન.

### ૧. વર્તમાન કાળ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે. પુ. | હું વાંચું. | વાંચીએ. |
| બી. પુ. | તું વાંચે, વાંચ. | વાંચો. |
| ત્રી. પુ. | તે વાંચે. | વાંચે |

આ કાળમાં વાંચવો, વાંચવી, વાંચવું. વાંચવાં એવા રૂપ પણ કોઇવાર થાય છે.

### ૨. દ્વીત્વ વર્તમાન કાળ.

| | | |
|---|---|---|
| પે. પુ. | હું વાંચું છું. | અમે વાંચીએ છીએ. |
| બી. પુ. | તું વાંચે છે. | તમે વાંચો છો. |
| ત્રી. પુ. | તે વાંચે છે | તેઓ વાંચે છે |

### ૩. વર્તમાન ભૂતકાળ

| | | |
|---|---|---|
| ન. જા. | વાંચતો હતો. | વાંચતા હતા. |
| ના. જા. | વાંચતી હતી. | વાંચતી હતી. |
| નાન્ય.જા. | વાંચતું હતું. | વાચતાં હતાં |

### ૪. વર્તમાન ભવિષ્ય.

| | | |
|---|---|---|
| પે. પુ. | હું વાંચતો હઇશ. | અમે વાંચતા હઇશું, હશું. |
| બી. પુ. | તું વાંચતો હઇશ, હશે. | તમે વાંચતા હશે. |
| ત્રી. પુ. | તે વાંચતો હશે. | તેઓ વાંચતા હશે. |

## ૫. ભૂતકાળ.

| | | |
|---|---|---|
| ન. જા. | વાંચ્યો. | વાંચ્યા. |
| ના. જા. | વાંચી. | વાંચી. |
| નાન્ય. જા. | વાંચ્યું. | વાંચ્યાં. |

આ કાળમાં વાંચત રૂપ પણ કોઈવાર થાય છે.

## ૬. ભૂત વર્તમાન કાળ.

| | | |
|---|---|---|
| ન. જા. | વાંચ્યો છે. | વાંચ્યા છે. |
| ના. જા. | વાંચી છે. | વાંચી છે. |
| નાન્ય. જા. | વાંચ્યું છે. | વાંચ્યાં છે. |

## ૭. દ્વીત્વ ભૂતકાળ.

| | | |
|---|---|---|
| ન. જા. | વાંચ્યો હતો. | વાંચ્યા હતા. |
| ના. જા. | વાંચી હતી. | વાંચી હતી. |
| નાન્ય. જા. | વાંચ્યું હતું. | વાંચ્યાં હતાં. |

## ૮. ભૂત ભવિષ્ય કાળ.

| | | |
|---|---|---|
| ન. જા. | વાંચ્યો હશે. | વાંચ્યા હશે. |
| ના. જા. | વાંચી હશે. | વાંચી હશે. |
| નાન્ય. જા. | વાંચ્યું હશે. | વાંચ્યાં હશે. |

## ૯ વિશેષણ ભૂત વર્તમાનકાળ.

| | | |
|---|---|---|
| ન. જા. | વાંચેલો છે. | વાંચેલા છે. |
| ના. જા. | વાંચેલી છે. | વાંચેલી છે. |
| નાન્ય. જા. | વાંચેલું છે. | વાંચેલાં છે |

## ૧૦ વિશેષ દ્વિત્વ ભૂતકાળ.

| | | |
|---|---|---|
| ન. જા. | વાંચેલો હતો. | વાંચેલા હતા. |
| ના. જા. | વાંચેલી હતી. | વાંચેલી હતી. |
| નાન્ય. જા. | વાંચેલું હતું. | વાંચેલાં હતાં. |

## ૧૧. વિશેષ ભૂત ભવિષ્યકાળ.

| | | |
|---|---|---|
| ન. જા. | વાંચેલો હશે. | વાંચેલા હશે. |
| ના. જા. | વાંચેલી હશે | વાંચેલી હશે. |
| નાન્ય. જા. | વાંચેલું હશે. | વાંચેલાં હશે. |

## ૧૨. ભવિષ્યકાળ.

| | | |
|---|---|---|
| પે. પુ. | હું વાંચીશ. | વાંચશું, વાંચીશું. |
| બી. પુ. | તું વાંચીશ. વાંચશે. | વાંચશો |
| ત્રી. પુ. | તે વાંચશે. | વાંચશે |

## ૧૩. ભવિષ વર્તમાનકાળ.

| | | |
|---|---|---|
| પે. પુ. | હું વાંચવાનો છું. | વાંચવાના છીએ. |
| બી. પુ. | તું વાંચવાનો છે, છું. | વાંચવાના છો. |
| ત્રી. પુ. | તે વાંચવાનો છે. | વાંચવાના છે. |

## ૧૪. ભવિષ્ય ભૂતકાળ.

| | | |
|---|---|---|
| ન. જા. | વાંચવાનો હતો. | વાંચવાના હતા. |
| ના. જા. | વાંચવાની હતી. | વાંચવાની હતી. |
| નાન્ય. જા. | વાંચવાનું હતું. | વાંચવાનાં હતાં. |

## ૧૫. દ્વિત્વ ભવિષ્યકાળ.

| | | |
|---|---|---|
| પે. પુ. | હું વાંચવાનો હઇશ, | વાંચવાના હઇશું. |
| બી. પુ. | તું વાંચવાનો હઇશ, હશે. | વાંચવાના હશો. |
| ત્રી. પુ. | તે વાંચવાનો હશે. | વાંચવાના હશો |

૬ અકર્મક ક્રિયાપદના ધાતુનાં રૂપો પણ સકર્મકની પેઠે થાય છે.

૭ કેટલાંક ક્રિયાપદના ધાતુનાં રૂપ બધા કાળમાં થતાં નથી. જેમ—છે, હો ને જોઇએ.

૮ વાંચને બદલે વંચાય થાય ત્યારે સહભેદનાં અને વંચાવ અથવા વંચાવરાવ થાય ત્યારે પ્રેરકભેદનાં રૂપો જાણવાં

## પ્રયોગ.

૧ **ક્રિયાનાથ**—ક્રિયાપદનાં જાતિ, વચન ને પુરૂષ જે કર્ત્તા, કર્મ કે ભાવ પ્રમાણે બદલાય છે તે. જેમ— મગન ચોપડી લાવ્યો, એમાં **કર્ત્તા**; ચંપક રોટલી ખાધી, એમાં **કર્મ** ને છોકરાને પેટમાં દુઃખ્યું એમાં **ભાવ** (દુઃખવાનું) ક્રિયાનાથ છે.

૨ ક્રિયાપદ કોઇવાર કર્ત્તા પ્રમાણે, કોઈવાર કર્મ પ્રમાણે ને કોઇવાર તેના ભાવ પ્રમાણે ફરે છે તેપરથી તેના ત્રણ પ્રયોગ થાય છે. (૧) **કર્ત્તરી પ્રયોગ.** (૨) **કર્મણી પ્રયોગ.** (૩) **ભાવે પ્રયોગ.**

**કર્ત્તરી પ્રયોગ**—કર્ત્તાનાં જાતિ, વચન ને પુરૂષ પ્રમાણે ક્રિયાપદ ફરે તે. જેમ—ગોવિંદ નાઠો. ઘોડા આવ્યા. તું જા, છોકરા ગણિત શીખ્યા.

**કર્મણી પ્રયોગ**—કર્મનાં જાતિ, વચન ને પુરૂષ પ્રમાણે ક્રિયાપદ ફરે તે. જેમ—શીવાજીએ સુરત લુટ્યું. ચંદુએ ચોપડી લીધી.

**ભાવે પ્રયોગ**—ક્રિયાપદના ભાવનાં જાતિ, વચન ને પુરૂષ પ્રમાણે ક્રિયાપદ ફરે તે. જેમ—ચુનીલાલને મુંબાઇમાં ગમે છે. મારે ને તેને બને છે

૩ સકર્મક ક્રિયાપદમાં કર્ત્તા પહેલી વિભક્તિમાં હોય ત્યારે કર્ત્તરી પ્રયોગ ને ત્રીજી વિભક્તિમાં હોય ત્યારે કર્મણી પ્રયોગ થાય છે. જેમ—નરહરી શાક લાવ્યો. નરહરીએ શાક આણ્યું.

૪ અકર્મક ક્રિયાપદના કર્ત્તાને ત્રીજી કે પાંચમી વિભક્તિ હોય ત્યારે ભાવે પ્રયોગ થાય છે. જેમ—માણેકલાલે સુરત જવું, કાન્તીલાલથી ઉઘાયું.

## ક્રિયા વિશેષણ વિષે.

૧ ક્રિયા વીશેષણ એટલે—ક્રિયાનો ગુણ, હદ, કાળ, સ્થળ, રીત, નકાર, હકાર, નિશ્ચય, સંશય, વિગેરે બતાવનારા શબ્દો.

૨ ક્રિયાનો ગુણ બતાવનારા શબ્દો—હાથી **ઉંચો** છે. એમાં ઉંચો એ ક્રિયાનો ગુણ બતાવે છે. દાખલા—ભલું, ભૂડું, ઠીક, ખરૂં, ખોટું, વ્યાજબી, ગેરવ્યાજબી, સારૂં, ખરાબ, નકામું વગેરે.

ક્રિયાની સંખ્યા (હદ)બતાવનારા શબ્દો—મેં ભાત **જરાક** આપો. એમાં જરાક એ ક્રિયાની હદ બાંધે છે. દાખલા—જરા, જરાક, સહેજ, લેશ, અલ્પ, થોડું, જુજ, લગીર, કિંચીત, અધીક, અડધું, અતીશે, વધારે, પુષ્કળ એટલું બસ, જરેજર, પૂરેપૂરૂં, સંપુર્ણ, એકવાર, બેવાર, થોડીવાર બેવડું વગેરે.

કાળ બતાવનારા શબ્દો—માણેકલાલ **હમણાં** આવ્યો. એમાં હમણાં એ ક્રિયાનો વખત બતાવે છે. દાખલા—હમણાં, અત્યારે. તત્કાળ, તત્ક્ષણ હવે, હવે પછી, આજ, કાલ, આણુ, પહોર, પરાર, હાલ, કદી, હજી, તરત, પ્રથમ, અંતે, આખરે. વચગાળે, હમેશાં, અહોનિશ, સર્વદા, એકાંતરે, સદા, રોજ, નિત્યે, વારેવારે, ફરીફરીને. વારાફરતી, ઘડીએ ઘડીએ, રોજરોજ, કવચિત.

સ્થળ (ઠેકાણું) બતાવનારા શબ્દો—તમે **ત્યાં** જજો

એમાં ત્યાં ક્રિયાનું સ્થળ બતાવે છે. દાખલા—ત્યાં, જ્યાં, અહીં, તહીં, પણે, અહીં આગળ, પાસે, થડમાં, લગભગ, દૂર, વેગળે, પુંઠે, પછવાડે, વાંસે, ઊંચે, હેઠે, મધ્યે, હેઠ, આણી તરફ, અધવચ, અંતરીક્ષ, લગોલગ વગેરે.

નકાર બતાવનારા શબ્દો—હું **નહિ** આવું, એમાં નહિ નકાર બતાવે છે. દાખલા—ન, ના, નહિ, નો, નવ, મા.

હકાર બતાવનારા શબ્દો—**હા** આવીશ, એમાં હા હકાર બતાવે છે. દાખલા—હા, હોવે.

નિશ્ચય બતાવનારા શબ્દો—તું આ કામ **ખચીત** કરજે, એમાં ખચીત એ નિશ્ચય બતાવે છે. દાખલા—નક્કી, ખચીત, જરૂર, ખરૂં, મુકરર, અવશ્યજ, ખરેખર, ખરે.

સંશય બતાવનારા શબ્દો—મારાથી એ કામ **કદાચ** થશે તો કરીશ, એમાં કદાચ એ સંશય બતાવે છે. દાખલા—કદાચ, કદી, કદાપિ, કદાચિત્, રખે, રખેને, સોવસા, સહસ્ત્રધા, ઘણું કરીને વગેરે.

આ સિવાય બીજા ક્રિયા વિશેષણો છે, તેના શબ્દો જેવા કે—ઉત્પન્ન, પેદા, માલુમ, નિર્માણ, પ્રગટ.

## શબ્દ યોગી વિષે.

**શબ્દયોગી**—જે શબ્દ નામ કે નામ જેવા શબ્દની સાથે જોડાઇ ક્રિયાપદ સાથે સંબંધ દેખાડે છે તે.

શબ્દયોગીની પહેલાં કોઈ કોઈવાર છઠી વિભક્તિના પ્રત્યય ના, ની, ને આવે છે, ને વખતે તેનો અધ્યાહાર પણ રહે છે.

જેની પહેલાં **ના** આવે તેવા શબ્દ—હું તેના **પર** બેઠો-

મોહન ઝાડ ઉપર ચઢ્યો. પહેલા વાક્યમાં ના છે, ને બીજા વાક્યમાં નાનો અધ્યાહાર છે. દાખલા—પર, ઉપર, કરતાં, થકી, પૈકી, વડે, વિના, સહિત, સોત, સુદ્ધાં પ્રમાણે, બરાબર, લગણુ, વગર, વિષે, સંબંધી, સિવાય વગેરે.

જેની પહેલાં **ની** આવે તેવા શબ્દ—તેના ઘરની **પાસે** બાગ છે. હું નિશાળ બહાર નીકળ્યો. પહેલા વાક્યમાં ની છે ને બીજા વાક્યમાં નીનો અધ્યાહાર છે. દાખલા—અગાઉ, અગાડી, આગળ, આરપાર, આસપાસ, કને, ગોડે, જોડે, પછવાડે પાછળ, પુંઠળ, પહેલાં, મેળે, વાંસે, સાથે, અંદર, કને તરફ, તળે, નજીક, નીચે, પેરે, બહાર, મધ્યે, માફક, મારફત, મુજબ, સંગાતે સન્મુખ, સમેત, હારે, હસ્તક વગેરે.

જેના પહેલાં **ને** આવે તેવા શબ્દ—બગુને **માટે** લાવ્યો છું, ગંગા **કાજે** નથી લાવ્યો. પહેલા વાક્યમાં ને છે, ને બીજા વાક્યમાં ને નો અધ્યાહાર છે.

દાખલા—માટે, કાજે, સારૂ, લીધે, વાસ્તે, લગતો, વગેરે.

## વાક્ય યોગી વિષે

**વાક્યયોગી**—વાક્યો કે વાક્યોના ભાગો જોડવાને જે શબ્દ વપરાય છે તે. જેમ—ઘઉં લાવ્યા **અને** ઘી લાવવાનું બાકી છે. આમાં ને બે વાક્યોને જોડે છે. છગન ને મગન આવશે એમાં ને વાક્યના ભાગોને જોડે છે.

બે વાક્યની ઐક્યતા કરનાર—ચુનીલાલ ચોપડી લખે છે ને પૈસા કમાય છે. પાણી વિષે ત્રીજી તથા ચોથા

ચોપડીમાં લખેલું છે. એમાં ને, તથા એ બે વાક્યોને એકઠાં કરે છે. દાખલા—ને, તથા, અને

બે વાક્યમાંથી એક વાત બતાવનાર—માસ્તર ઘેર હોય **અથવા** નિશાળમાં હોય. દાખલા—અથવા, કે, કિંવા, વા, અગર.

પહેલા વાક્યનું ઉલટાપણું દેખાડનાર—લીલાધરે આવવાનું કહ્યું છે **પણ** આવશે નહિ. દાખલા—પણ, પરંતુ, સામું, તથાપિ, તોપણ.

પહેલા વાક્યનું કારણ દેખાડનાર—મને આજે નિશાળનું મોડું થયું **કેમકે** નદીએ નહાવા ગયો હતો. દાખલા—કેમકે, કેમજે. કાંજે, નહિ તો. નીકર, માટે. કારણકે વગેરે.

સરત બતાવનાર—જો તમે આવશો **તો** હું આવીશ.

## કેવળ પ્રયોગી વિષે.

**કેવળ પ્રયોગી**—મનમાં હરખ, શોક, તીરસ્કાર, નવાઈ વગેરે ઉપજ્યાથી જે શબ્દો વાક્યથી છુટા બોલાય છે તે.

હરખ બતાવનાર શબ્દ—**આહા** કેવું ગાયું. દાખલા—આહા, વાહ, વાહવાહ, હાશ, વગેરે.

શોક બતાવનાર શબ્દ—**અરેરે** બાપડો મરી ગયો. દાખલા—અરેરે, રે, ઓરે, રેહાય, અરે, હાય, હાયહાય, અરર, ઓયરે, વગેરે

તીરસ્કાર બતાવનાર શબ્દ—**ફટ** ભુંડા તને શરમ ન આવી. ફટ, ફટફટ, હત, હડ, છોટ ધિક્ક, થુ, છી. મેર, ઇ. વગેરે.

નવાઇ દેખાડનારા શબ્દ—અધધધ એવડો મોટો સાપ. દાખલા—અધધધ, ઓહો ખરે, આહા.

આ સિવાય બીજા કેવળ પ્રયોગી છે, તેના શબ્દ—ભલે, બસ, સાબાસ, ધન્ય, ધન્યધન્ય.

## વિભક્તિના અર્થ વિષે.

### પહેલી.

કર્ત્તા—**મોહન** કેરી લાવ્યો.

કર્ત્તાના સમાનાર્થે—રાજા એડવર્ડ પધાર્યા.

સંબોધન—**માસ્તર** (તમે) કાલે આવજો.

ક્રિયાપૂર્ણી—કેશવલાલ **કારકુન** થયો.

ઉદ્ગાર—અરે **રામ** આવું દુઃખ તો દુશ્મનને પણ નહોય.

પરિમાણ (માપ) મેં બે **પહીઆ** શીખંડ ખાધો. અમદાવાદથી ભરૂચ ૫૦ **ગાઉ** છે.

વખત—સુંદર આખી **રાત** જાગ્યો.

જગા—નરહરી **સૂરત** ગયો.

### બીજી.

કર્મ—અંબાલાલે **સભા** ભરી. માણેકલાલ **ભોગીલાલ**ને બોલાવે છે.

### ત્રીજી.

કર્ત્તા—**માસ્તરે** હિસાબ ગણાવ્યો.

કરણ (સાધન)—છોકરો **લેખણે** લખે છે. તે **પગે** ચાલે છે.

કારણ—**સરદીએ** મને તાવ આવ્યો.

પરિમાણ (માપ)—લાડુમાં **મણે** અઢાર શેર ખાંડ નાખે છે.

મૂલ—ખાંડ ચાર રૂપીએ મણ થશે.
સાહિત્ય—તે સરદાર બેસ ઘોડે આવ્યો.

## ચોથી.

અનુપરથકર્મ—રાજા **બ્રાહ્મણને** દાન આપે છે.
સંપ્રદાન—**લક્ષ્મણને** તાવ આવે છે. **ચુનીલાલને** મુંબાઇમાં બહુ ગમે છે.

## પાંચમી.

કરણ (સાધન)—**છરીથી** લેખણ ઘડી.
કારણ—તાવથી મારૂં માથું દુઃખે છે.
અવધ—**અમદાવાદથી** સૂરત ૮૦ મૈલ છે.
વિયોગ—**વડોદરેથી** ગાડી ઉપડી.
ન્યુનાધિક ( સરખામણી )—**બીલાડીથી** કુતરાં મોટાં હોય છે. **વડોદરાથી** મુંબાઇ મોટું છે.

## છઠ્ઠી

સંબંધ—**બાપાલાલનો** ભાઇ, જમણા **હાથની** આંગળી, **નદીનું** માછલું, **ચુનીલાલના** દીકરા **હઠીસીંગ નાં** દહેરાં **મગનલાલને** કાકે ( મગનલાલના કાકાએ )

## સાતમી.

સ્થળ—ચંદુ **ઓરડામાં** છે, **ગળપણમાં** ગોળ સારો નથી. કાન્તીલાલ **વડોદરે** ગયો. **ભીંતે** નકશો ભેરવ.
વખત—હું **સવારમાં** ઊઠયો. આ કામ ચાર **દીવસમાં** પુરૂં થશે. હું **રાત્રે** વાળું કરૂં છું. આ કામ પાંચ **કલાકે** પુરૂં થશે.

## ક્રીયાપદના અર્થ.

ક્રિયાપદ જુદા જુદા અર્થમાં વપરાય છે. એ અર્થ ચાર પ્રકારના છે.

(૧) **નીશ્ચયાર્થ.** (૨) **સંશયાર્થ.** (૩) **આજ્ઞાર્થ.** (૪) **વિધ્યર્થ.**

**નિશ્ચયાર્થ**—ક્રિયાનું નક્કીપણું બતાવે તે, એમાં વર્ણન કરેલું હોય છે કે સ્વાલ પૂછેલો હોય છે. જેમ—કનકકોટ ચળકારા કરે, મણીમયરત્ન જડયાં કાંગરે. વર્ણન કરે છે. આટલામાં કોઇ ઋષિ કુમાર છે ? કમળા બેન ઘરમાં બેઠાં છે.

**સંશયાર્થ**—ક્રિયાપદમાં રહેલી ક્રિયાનું અનિશ્ચિતપણું બતાવે છે. એમાં સરત, ધારણા ને સંશય હોય છે.

સરત—જો તું પાસ થઇશ તો તને ઇનામ મળશે.

ધારણા—જો તારૂં ધારેલું થતું હોય તો તું રાજા બને.

સંશય—તમારો મિત્ર બાગમાં તો ન હોય.

આજ્ઞાર્થમાં ક્રિયા કરવાનો હુકમ હોય છે. તે વર્તમાન ને ભવિષ્યકાળના બીજા પુરૂષના એકવચન, ને બહુવચનમાં વપરાય છે, ત્યારે તેનાં રૂપ નીચે મુજબ થાય છે.

### કર ધાતુ.

| | વર્તમાન કાળ. | | ભવિષ્ય કાળ. | |
|---|---|---|---|---|
| | એકવચન. | બહુવચન. | એકવચન. | બહુવચન. |
| બી. પુ. | તું કર. | તમે કરો. | તું કરજે. | તમે કરજો. |

**વિધ્યર્થ**—ક્રિયા કરવાની વિધિ હોય છે, અને સામાન્ય કૃદન્તો જ્યારે ક્રિયાપદ તરીકે વપરાય છે ત્યારે આ અર્થમાં

હોય છે. જેમ—તારે પાઠ **લખવો.** મુનીમે કાગળ **લખવા.** તેણે વાત **કરવી.** પરસોતમે હીંચકે **બેસવું.** બીબીએ કામ **જોવાં.**

**શુદ્ધવર્તમાન કાળ.**

**છ ધાતુ**

નિશ્ચયાર્થ

| પુરૂષ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ | હું છું. | અમે છીએ. |
| ૨ | તું છે. | તમે છો. |
| ૩ | તે છે. | તેઓ છે. |

આ ધાતુનાં બીજા કાળમાં રૂપ થતાં નથી.

**હો ધાતુનાં રૂપ**

**શુદ્ધવર્તમાન કાળ.**

સંશયાર્થ

હું હોઉં. અમે હોઈએ. હઈએ.
તું હોય, હોય તમે હો.
તે હોય તેઓ હોય.

**ભૂતકાળ**

નિશ્ચયાર્થ

નર. હતો હતા.
નારી. હતી. હતી.
નાન્ય. હતુ. હતાં.

સંશયાર્થ

હું હોત, હત. અમે હોત, હત.
તું ,, ,, તમે ,, ,,
તે ,, ,, તેઓ ,, ,,

**ભવિષ્ય કાળ**

નિશ્ચયાર્થ તથા સંશયાર્થ

હું હોઈશ, હઈશ. અમે હોઈશું, હઈશું.
તું હોશે. હશે તમે. હોશો. હશે.
તે હોશે. હશે. તેઓ હોશે. હશે.

આજ્ઞાર્થ

તું હોજે. હજે. તમે હોજો. હજો.

**દ્વિત્વવર્તમાન કાળ.**

( નિશ્ચયાર્થ )

હું હોઉંછું, હઉંછું. અમે હોઈએછીએ, હઈએ છીએ.
તું હોય છે, હોઉ છું. તમે હો છો.
તે હોય છે. તેઓ હોય છે.

આ સિવાય **હો** નાં બીજા મિશ્ર કાળનાં રૂપ થતાં નથી.

મૂળભેદ

## બોલ ધાતુનાં રૂપ

### શુદ્ધવર્તમાન કાળ

નિશ્ચયાર્થ. સંશયાર્થ.

હું બોલું. અમે બોલીએ.
તું બોલે. તમે બોલો.
તે બોલે. તેઓ બોલે.

આજ્ઞાર્થ.

તું બોલ. તમે બોલો.

વિધ્યર્થ.

નર. બોલતો. બોલવા.
નારી. બોલવી. બોલવી.
નાન્ય. બોલવું. બોલવાં.

### ભૂતકાળ.

નિશ્ચયાર્થ.

નર. બોલ્યો. બોલ્યા.
નારી. બોલી. બોલી.
નાન્ય. બોલ્યું. બોલ્યાં.

સંશયાર્થ.

હું બોલત. અમે બોલત.
તું બોલત. તમે બોલત.
તે બોલત. તેઓ બોલત.

### ભવિષ્ય કાળ.

નિશ્ચયાર્થ, સંશયાર્થ.

હું બોલીશ. અમે બોલીશું.
તું બોલીશ. તમે બોલશો.
તે બોલશે. તેઓ બોલશે.

આજ્ઞાર્થ.

તું બોલજે. તમે બોલજો.

### બીજા કાળો.

### દ્વિત્વવર્તમાન કાળ.

નિશ્ચાયાર્થ.

હું બોલું છું. અમે બોલીએછીએ.
તું બોલે છે. તમે બોલો છો.
તે બોલે છે. તેઓ બોલે છે.

સંશયાર્થ.

હું બોલતો હોઊં. અમે બોલતા હોઈએ.
તું બોલતો હોય. તમે બોલતા હો.
તે બોલતો હોય. તેઓ બોલતા હોય.

### વર્તમાન ભૂત.

નિશ્ચયાર્થ

નર બોલતો હતો. બોલતા હતા.

નારી બોલતી હતી. બોલતી હતી.
નાન્ય બોલતું હતું. બોલતાં હતાં.

સંશયાર્થ.

નર બોલતો હોત. બોલતા હોત.
નારી બોલતી હોત. બોલતી હતી.
નાન્ય બોલતું હોત. બોલતાં હોત.

## વર્તમાન ભવિષ્ય.

સંશયાર્થ.

હું બોલતો હઈશ. અમે બોલતા હઈશું.
તું બોલતો હશે. તમે બોલતા હશો.
તે બોલતો હશે. તેઓ બોલતા હશે.

## દ્વિત્વભૂત.

નિશ્ચયાર્થ.

નર બોલ્યો હતો. બોલ્યા હતા.
નારી બોલી હતી. બોલી હતી.
નાન્ય બોલ્યું હતું. બોલ્યાં હતાં.

સંશયાર્થ.

નર બોલ્યો હોત. બોલ્યા હોત.
નારી બોલી હોત. બોલી હોત.
નાન્ય બોલ્યું હોત. બોલ્યાં હોત.

## ભુત વર્તમાન

નિશ્ચયાર્થ.

હું બોલ્યો છું. અમે બોલ્યા છીએ.
તું બોલ્યો છે. તમે બોલ્યા છો.
તે બોલ્યો છે. તેઓ બોલ્યા છે.

### સંશયાર્થ.

હું બોલ્યો હોઉં. અમે બોલ્યા હઈએ.
તું બોલ્યો હોય. તમે બોલ્યા હો.
તે બોલ્યો હોય. તેઓ બોલ્યા હોય.

## ભૂત ભવિષ્ય.

### સંશયાર્થ.

હું બોલ્યો હઈશ. અમે બોલ્યા હઈશું.
તું બોલ્યો હશે. તમે બોલ્યા હશો.
તે બોલ્યો હશે. તેઓ બોલ્યા હશે.

## વિશેષ ભૂત વર્તમાન.

### નિશ્ચયાર્થ.

હું બોલેલો છું. અમે બોલેલા છીએ.
તું બોલેલો છે. તમે બોલેલા છો.
તે બોલેલો છે. તેઓ બોલેલા છે.

### સંશયાર્થ.

હું બોલેલો હોઉ અમે બોલેલા હોઈએ.
તું બોલેલો હોય. તમે બોલેલા હો.
તે બોલેલો હોય. તેઓ બોલેલા હોય.

## વિશેષ દ્વિત્વભૂત.

### નિશ્ચયાર્થ.

નર બોલેલો હતો. બોલેલા હતા.
નારી બોલેલી હતી. બોલેલી હતી.
નાન્ય બોલેલું હતું. બોલેલાં હતા.

### સંશયાર્થ.

નર બોલેલો હોત, બોલેલા હોત.
નારી બોલેલી હોત. બોલેલી હોત.
નાન્ય બોલેલું હોત. બોલેલાં હોત.

## વિશેષ ભૂત ભવિષ્ય.

### સંશયાર્થ.

હું બોલેલો હઇશ. અમે બોલેલા હઇશું.
તું બોલેલો હશે. તમે બોલેલા હશો.
તે બોલેલો હશે. તેઓ બોલેલા હશે.

## ભવિષ્ય વર્તમાન.

### નિશ્ચયાર્થ.

હું બોલવાનો છું. અમે .બોલવાના છીએ.
તું બોલવાનો છે. તમે બોલવાના છે.
તે બોલવાનો છે. તેઓ બોલવાના છે.

### સંશયાર્થ.

હું બોલવાનો હોઉં અમે બોલવાના હોઇએ.
તું બોલવાનો હોય. તમે બોલવાના હો.
તે બોલવાનો હોય. તેઓ બોલવાના હોય.

## દ્વિત્વ ભવિષ્ય.

### સંશયાર્થ.

હું બોલવાનો હઇશ. અમે બોલવાના હઇશું.
તું બોલવાનો હશે. તમે બોલવાના શેહ
તે બોલવાનો હશે. તેઓ બોલવાના હશે.

## ભવિષ્ય ભૂત.

### નિશ્ચયાર્થ.

| | | |
|---|---|---|
| નર | બોલવાનો હતો. | બોલવાના હતા. |
| નારી | બોલવાની હતી. | બોલવાની હતી. |
| નાન્ય | બોલવાનું હતું. | બોલવાનાં હતાં. |

### સંશયાર્થ.

| | | |
|---|---|---|
| નર | બોલવાનો હોત. | બોલવાના હોત. |
| નારી | બોલવાની હોત. | બોલવાની હોત. |
| નાન્ય | બોલવાનું હોત. | બોલવાનાં હોત. |

## કૃદન્તોનો ઉપયોગ.

**સામાન્ય કૃદન્તનો—**

નામ તરીકે—**તરવું** સહેલું છે. તેણે **વાંચવું** પડતું મૂક્યું.

ક્રિયાપદ તરીકે—વખત આવે બદલો **વાળવો.**

મિશ્ર ક્રિયાપદ તરીકે—ખાવા માંડ. રમવા જા. ગણવા લાગ્યો.

**કર્તૃવાચક કૃદન્તનો—**

નામ તરીકે—કાળા કેર **કરનાર** ગયા. ગાનારે ગાયું.

**વર્તમાન કૃદન્તનો—**

વિશેષણ તરીકે—**દોડતો** ઘોડો, **રડતો** છોકરો.

ક્રિયાપદ તરીકે—ગંગા નહાતાં **રોતી**, જમતાં **રોતી**.

મિશ્ર ક્રિયાપદ તરીકે—ગણતો રહે. જમતો થા.

મિશ્રકાળ તરીકે—ગણતો હોય. લખતો હતો. બોલતો હતો.

ક્રિયાવિશેષણ તરીકે—ચમન **દોડતો દોડતો** જાય છે. નટવર **વાંચતાં વાંચતાં** આવ્યો.

**ભૂતકૃદન્તનો—**

વિશેષણ તરીકે—**લખ્યા** લેખ મટે નહિ. **સંઘર્યો** સાપ કામનો છે.

ક્રિયાપદ તરીકે—ગોરધન **પરણ્યો.** ગંગા **રાંડી.**

મિશ્ર કાળ તરીકે—ગણ્યો હતો. ખાધો હશે. થયું હોત. બન્યું નથી.

મિશ્ર ક્રિયાપદ તરીકે—દોડયો જા. ચાલી આવ.

**વિશેષ ભૂતકૃદન્તનો—**

વિશેષણ તરીકે—**કોહેલું** શાક. **જડેલી** વસ્તુ. **પડેલું** ઘર.

મિશ્ર કાળ તરીકે—પડેલું હશે. ખાધેલો હોય. જડેલું છે.

**ભવીષય કૃદન્તનો—**

નામ તરીકે—**ખાવાનું** ખાધું. તમે **વાંચવાનું** શરૂ કરો.

વિશેષણ તરીકે—**પીવાનું** પાણી. **ગાળવાનો** વખત.

મિશ્ર કાળ તરીકે--ગુણવંત **આવવાનો** છે. ગંગા **જવાની હતી.**

ક્રિયાપદ તરીકે—ભવિષ્ય કાળમાં આજે વરસાદ જરૂર **પડવાનો.**

**સબંધક ભૂતકૃદન્ત**--ઘણું કરીને બે ઉપ વાકયોને જોડે છે.

તમે પાઠ કરીને રમવા જજો-તમે પાઠ કરજો ને રમવા જજો. એ બંને વાકયોને જોડે છે.

ક્રિયાવિશેષણ તરીકે-પલાળી પલાળીને, ઠોકી ઠોકીને.

કૃદન્તો નામ તરીકે વપરાય ત્યારે નામરૂપી, વિશેષણ તરીકે વપરાય ત્યારે વિશેષણરૂપી ને બે વાક્યોને જોડે ત્યારે અવ્યયરૂપી કૃદન્ત કહેવાય છે

---

## વિશેષણ.

### નિયમ. (૧).

એકથી વધારે વિશેષ્ય જુદી જુદી જાતિનાં હોય તો તેમનું વિશેષણ ઘણું કરીને નાન્યતર જાતિના બહુવચનમાં આવે છે. જેમ—ધોતીઉં, પાઘડી ને ખેસ સારાં છે, તેનાં માબાપ ભલાં છે.

### નિયમ (૨).

માન આપવા સારૂ એક વચનને બદલે બહુ વચન વાપરવાની રીત છે. વિશેષ્ય નારીજાતિ હોય ત્યારે વિશેષણ નાન્યતરજાતિમાં થાય છે. જેમ—પરીક્ષક સાહેબ સારા છે મારાં માશી ભલાં છે.

### નિયમ (૩).

એકજ અથવા જુદી જુદી જાતિનાં બે અથવા વધારે નામનો ગુણ દેખાડનારાં વિશેષણ તેમની પાસેનાજ નામની સાથે જાતિ તથા વચનમાં સંબંધ રાખે છે. જેમ—અહીં ડાહ્યો પુરૂષ કે સ્ત્રી આવત. જાડો બળદ કે ગાય છે. ચકલી કે ઘોડો લંગડો હોય.

ભાવે પ્રયોગના ક્રિયાપદનું રૂપ હમેશાં નાન્યતરજાતિને એક વચનમાં રહે છે.

## ક્રિયાપદ.

### નિયમ (૧).

ક્રિયાનાથ જુદી જુદી જાતિના હોય તો ક્રિયાપદ ઘણું કરીને નાત્યતરજાતિના બહુવચનમાં આવે છે; અને કદી તેની પહેલાં એસર્વે કે સર્વે એવા શબ્દ જોડાય છે. જેમ—માબાપ આવ્યાં. મામા, મામી, કાકી ને ફુઆ એ સર્વે આજ આવ્યાં.

### નિયમ (૨).

ક્રિયાનાથ જુદા જુદા પુરૂષ સર્વનામ હોય, ત્યારે જો પહેલો પુરૂષ તેમાં હોય તો ક્રિયાપદ પહેલા પુરૂષના બહુ વચનમાં આવે છે, અને પહેલો પુરૂષ ન છતાં બીજો પુરૂષ હોય તો બીજા પુરૂષના બહુવચનમાં આવે છે. જેમ—હું ને તું આવીશું. અમેને તે લખીએ છીએ. તું ને તે કાલે આવજો.

### નિયમ (૩)

ક્રિયાનાથ એક વચનમાં છતાં તેને માન આપવા સારૂ ક્રિયાપદ બહુવચનમાં આવે છે. જેમ—સાહેબ પધાર્યા. ક્રિયાનાથ નારીજાતિ હોય તો ક્રિયાપદ ઘણું કરીને નાત્યતર જાતિના બહુવચનમાં બોલાય છે. જેમ—મારાં મામી સાજાં થયાં.

## પદચ્છેદ.

પદચ્છેદ—એટલે વ્યાકણ કરવાની રીત.

### રાજાએ સોનીને હાથી આપ્યો.

રાજાએ—સામાન્યનામ, નરજાતિ, કર્ત્તા અર્થે ત્રીજીનું એકવચન.

સોનીને—સામાન્યનામ, નરજાતિ, અનુપરથકર્મ અર્થે ચોથીનું એકવચન.

હાથી—સામાન્યનામ, નરજાતિ, કર્મ અર્થે બીજીનું એકવચન.

આપ્યો—સકર્મક ક્રિયાપદ આપ ધાતુ, મૂળભેદ, નિશ્ચયાર્થ ભૂતકાળ, નરજાતિ, એકવચન, રાજાએ કર્ત્તા, હાથી

કર્મ, સકર્મક કર્મણી પ્રયોગ.

**આવી કવિત્વશક્તિ છતાં પ્રેમાનંદ પોતાને કવિ કહેવડાવતા નહિ.**

આવી—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય કવિત્વશક્તિ

કવિત્વશક્તિ—ભાવવાચકનામ, નારીજાતી, કર્ત્તા અર્થે પહેલીનું એકવચન

છતાં—વિશેષણરૂપી વર્તમાન કૃદંત

પ્રેમાનંદ—વિશેષનામ, નરજાતિ, કર્ત્તા અર્થ પહેલીનું બહુવચન.

પોતાને—સ્વવાચક સર્વનામ, નરજાતિ, અનુપરથકર્મ અર્થે ચોથીનું એકવચન.

કવિ—ભાવવાચકનામ, નરજાતિ, કર્મ અર્થે બીજીનું એકવચન.

કહેવડાવતા—સકર્મક ક્રિયાપદ, કહે ધાતુ, પ્રેરકભેદ નિશ્ચયાર્થ ભૂતકાળ, નરજાતિ, માન અર્થે બહુવચન, પ્રેમાનંદકર્ત્તા, કવિ કર્મ, સકર્મકકર્ત્તરી પ્રયોગ.

નહિ—નકાર બતાવનાર ક્રિયાવિશેષણ.

**પારકાનું ભલું કરવાની વૃત્તિને કંઇ હદ છે કે?**

પારકાનું—ગુણવાચક વિશેષણ, નરજાતિ સંબંધ અર્થે છઠ્ઠીનું એકવચન.

ભલું—ક્રિયા વિશેષણ.

કરવાની—વિશેષણરૂપી ભવિષ્ય કૃદન્ત.

વૃત્તિને—ભાવવાચકનામ, નારીજાતિ, સંપ્રદાન અર્થે ચોથીનું એકવચન.

કંઇ—સર્વનામરૂપી વિશેષણ વિશેષ્ય હદ.

હદ—સામાન્ય નામ, નારીજાતી, કર્ત્તાર્થે પહેલીનું એકવચન.

છે—અકર્મક ક્રિયાપદ, છ ધાતુ, મૂળભેદ, નિશ્ચયાર્થે વર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, એકવચન, હદકર્ત્તા, અકર્મક કર્ત્તરી પ્રયોગ.

કે—વાકયયોગી.

**તેનાથી પડશે તો પાડશે.**

તેનાથી—ત્રીજો પુરૂષ સર્વનામ, સામાન્યજાતિ, કરણ અર્થે છઠી સાથે પાંચમીનું એકવચન.

પડશે—અકર્મક ક્રિયાપદ, પડ ધાતુ, મૂળભેદ, સંશયાર્થે ભવિષ્યકાળ, ત્રીજો પુરૂષ, એકવચન, પડનારકર્ત્તા, અકર્મક કર્ત્તરી પ્રયોગ.

તો—વાકયયોગી.

પાડશે—અકર્મક ક્રિયાપદ, પાડ ધાતુ, મૂળભેદ, સંશયાર્થે ભવિષ્યકાળ, ત્રીજો પુરૂષ, એકવચન, પાડનાર કર્ત્તા, પાડવાનું કર્મ, સકર્મક કર્ત્તરી પ્રયોગ.

**રાજાએ વજીરને કહ્યું કે? તમારાથી સચવાય એમ હોય તો કબુલ કરો.**

રાજાએ—સામાન્યનામ, નરજાતિ, કર્ત્તા અર્થે ત્રીજીનું એકવચન.

વજીરને—સામાન્યનામ, નરજાતિ, અનુપસ્થકર્મ અર્થે ચોથીનું એકવચન.

કહ્યું— સકર્મક ક્રિયાપદ, કહે ધાતુ, મૂળભેદ, નિશ્ચયાર્થ ભૂતકાળ, નાન્યતરજાતિ, એકવચન, રાજાએ કર્ત્તા, કહેવાનું કર્મ, સકર્મક કર્મણી પ્રયોગ.

કે—વાકયયોગી.

તમારાથી—બીજો પુરૂષ સર્વનામ, નરજાતિ સચવાય સક્ષભેદ ક્રિયાપદના કર્ત્તા અર્થે પાંચમીનં બહુવચન

સચવાય—સકર્મક ક્રિયાપદ, સાચવ ધાતુ, સક્ષભેદ, સંશયાર્થ વર્ત્તમાનકાળ, બીજો પુરૂપ, બહુવચન, તમારાથી કર્ત્તા, સાચવવાનું કર્મ સકર્મક કર્ત્તરી પ્રયોગ.

એમ—રીત દેખાડનાર ક્રિયા વિશેષણ.

હોય—અકર્મક ક્રિયાપદ, હો ધાતુ, મૂળભેદ, સંશયાર્થ વર્ત્તમાન કાળ, ત્રીજો પુરૂષ, એકવચન, હોનાર કર્ત્તા અકર્મક કર્ત્તરી પ્રયોગ.

તો—વાકય યોગી.

કબુલ—ક્રિયાવિશેષણ.

કરો—સકર્મક ક્રિયાપદ, કરધાતુ, મૂળભેદ, વર્ત્તમાનકાળ બીજો પુરૂષ, બહુવચન, કરનાર કર્ત્તા, કરવાનું કર્મ, સકર્મક કર્ત્તરીપ્રયોગ.

---

